નવયુગ પુસ્તક ભંડાર

પ્રકાશન ૧૩૨ મું

# વ્યંગ વિનોદ

: લેખક :

ઓલિયા જોશી

નકોનગરીઓ, હસહસાટ, ગાંડાનો ગવારો,
આનંદના ઓઘ આદિ હાસ્ય પુસ્તકોના કર્તા

સાડાત્રણ રૂપિયા



: પ્રકાશક :

સૌ. વિજયા બહેન
જમનાદાસ દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ — કાઠિયાવાડ

આવૃત્તિ
પહેલી





લીલાવતી ગ્રંથમાળા
પુ. ૨ જું




: મુદ્રક :
લીબરલ લક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસ
પરા બજાર — રાજકોટ.

# — અર્પણ —

:

સદ્ગત સહોદર ડૉ. પ્રભાકરના

— પવિત્ર આત્માને —

સ્થળે સ્થળે સાથે મળી,

જીવનમાં જે નિર્દોષ આનંદ-વિનોદ કરેલ

તેની સ્મૃતિ બદલ.

' ઓલિયા જોશી '

## The smile of cheerfulness

" Smile a smile,
for while you smile
another smiles.
Soon there are miles,
and miles
of smiles.
And life's worth while,
If you but smile. "

# સ્પષ્ટતા

'નવયુગ પુસ્તક ભંડાર' દ્વારા 'આનંદના ઓઘ' નામક પ્રસિદ્ધ થયેલ મારા હાસ્ય પુસ્તકમાં જે હાસ્ય નવલોનો સંગ્રહ થયેલો છે, તેજ ધોરણે ગૌણ ભાગે સાહિત્ય વિષયક અને અન્ય મૌલિક લેખો અને નિબંધોનો સંગ્રહ 'વ્યંગ વિનોદ' રૂપે મહાગૂજરાતના રસથાળમાં પીરસવામાં આવેલ છે.

રસજ્ઞો તેનો આનંદથી આસ્વાદ લ્યે એજ ઉત્કૃષ્ટ અભિલાષા.

રાજકોટ, સીવીલ સ્ટેશન
સંવત ૨૦૦૧, ભાઇબીજ.

'ઓલિયા જોશી'

# અનુક્રમ.

## ભૂદેવની જીહ્‌વાને

### પ્રતિકાવ્ય

[ જીભલડી રે તને હરિગુણ ગાતા–એ રાહ ]

જીભલડી રે તને મોદક ખાતાં,
આવડો આનંદ ક્યાંથી રે !
ભોજનનું આમંત્રણ મળતાં,
ધારા વહે મુખમાંથી રે !
પેટ ફુલીને ગોળ થયું પણ,
શૂરી ઘૃતરસ પીવા રે !
પરન્તુ ખાવા ઝૂઝે વ્હેલી,
કાયર ઘરનું ખાવા રે !
'ભિક્ષાન્નદેહિ'થી દામ ન બેસે,
એકે વાળ ન ખરશે રે !
સ્હેજે પંથનો પાર ન આવે,
મોદકથી ભવ તરશે રે !
લોટ મંગાવો ને ગોળ મંગાવો,
[ને] ઘૃતનું પાત્ર પૂરાવો રે !
[પછી] ભૂગોળ સમ ગોળાકૃતિ ગળવા,
'હરહર' ધૂન જગાવો રે !
મોદક—માયામાંથી જાગી,
ફુંદને જો તું તપાસી રે !
અંત સમે આફરવા બેઠી,
ચઢી કાળની ફાંસી રે !
અંતકાળ કોઈ કામ જો આવે,
આવે મોદક દેવા રે !
ફુંદ સંગાથે મોદક બાંધો,
વૈતરણી નીર તરવા રે !

# અમારાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| નિવેદિતા | ૪–૦ | હસહસાટ | ૪–૦ |
| કોણ ગુન્હેગાર? | ૧–૮ | ગાંડાનો ગવારો | ૪–૦ |
| વિરાટનો ઝબ્બો | ૧–૮ | આનંદનાં ઓઘ | ૪–૦ |
| ભસ્માંગના | ૨–૮ | હાસ્ય વિલાસ | ૪–૦ |
| કોરી કિતાબ | ૨–૦ | નંદિતા | ૧–૮ |
| વિકાસ | ૩–૦ | પરણ્યા પછી ભાગ ૧–૨–૩ | ૭–૪ |
| નયના | ૩–૦ | પ્રેમોપચાર ને આસનો | ૨–૮ |
| ઉરદાહ | ૨–૮ | પરણ્યા પહેલાં | ૨–૮ |
| વિભંગકલા | ૧–૮ | સંતતિના સર્જન પછી | ૨–૮ |
| સંહાર | ૨–૮ | પ્રથમ આષાઢ | ૨–૦ |
| તા. તાવીજ | ૧–૮ | મધુરજની | ૨–૮ |
| વિજેતા | ૨–૦ | બ્રહ્મચર્યમીમાંસા | ૩–૮ |
| પદ્મીની | ૧–૮ | સ્વતંત્ર ભારત | ૬–૦ |
| પ્રિયતમા | ૧–૦ | આપણું ઘર | ૫–૦ |
| ક્રાંતિની ઝાલરી | ૩–૦ | બુલંદ બચાવનામું | ૨–૮ |
| ભેદી ચક્કર ભા. ૧–૨ | ૭–૦ | નારી | ૩–૦ |
| અદૃશ્ય કુમાર | ૪–૮ | નિરૂપમા | ૩–૦ |
| વિમાતા | ૨–૮ | લાલ માટીનો રસ્તો | ૩–૮ |
| સૃષ્ટિવાદ ને ઇશ્વર | ૩–૦ | મુક્ત પંખી | ૩–૮ |
| રૂપરાણી | ૪–૦ | ટંકાર | ૩–૦ |
| મમતા | ૩–૦ | અદૃશ્ય માનવી | ૩–૮ |
| ત્રિભેટો | ૧–૮ | રાજરાણી | ૩–૦ |
| જીવનચક્ર | ૧–૪ | રાષ્ટ્રિય ઉદ્યોગ | ૨–૮ |
| ગામધણી | ૨–૮ | બિન્દુ | ૧–૪ |

# ભૂદેવની જીહ્વાને

## પ્રતિકાવ્ય

[ જીભલડી રે તને હરિગુણ ગાતાં–એ રાહ ]

જીભલડી રે તને મોદક ખાતાં,
આવડો આનંદ ક્યાંથી રે !
ભોજનનું આમંત્રણ મળતા,
ધારા વહે મુખમાંથી રે !
પેટ ફુલીને ગોળ થયું પણ,
શૂરી ઘૃતરસ પીવા રે !
પરનું ખાવા ઝૂઝે વ્હેલી,
કાયર ઘરનું ખાવા રે !
'ભિક્ષાન્નદેહિ 'થી દામ ન બેસે,
એકે વાળ ન ખરશે રે !
સ્હેજે પથનો પાર ન આવે,
મોદકથી ભવ તરશે રે !
લોટ મંગાવો ને ગોળ મંગાવો,
[ને] ઘૃતનું પાત્ર પૂરાવો રે !
[પછી] ભૂગોળ સમ ગોળાકૃતિ ગળવા,
'હરહર ' ધૂન જગાવો રે !
મોદક—માયામાથી જાગી,
દુંદને જો તું તપાસી રે !
અંત સમે આફરવા બેઠી,
ચઢી કાળની ફાંસી રે !
અંતકાળ કોઈ કામ જો આવે,
આવે મોદક દેવા રે !
દુંદ સંગાથે મોદક બાંધો,
વૈતરણી નીર તરવા રે !

# રેલલવરીની વાગ્બાણ વૃષ્ટિ
## — યાને —
# મિ. ધીરજરામનું ધૈર્ય.

### ઉપોદ્ઘાત

ગુરીબ બાપડો ધીરજરામ ! ઇશ્વરે કેટલાક મનુષ્યની જેમ તેને પણ આ જગતમાં શાંત શ્રોતા તરીકે પેદા કર્યો હતો. તેનામાં નામ પ્રમાણે ગુણ હતા. મિ. ધીરજરામની શ્રવણેન્દ્રિયનો કુલ કબજો તેમના 'ધર્મપત્ની' [ અગર મિ. ધીરજરામના શબ્દોમાં ' ગર્મપત્ની '] એ લીધો હતો.

મિ. ધીરજરામના પત્નીનું ભોળી ઝોળીનુ નામ તો લહરગૌરી હતું, પણ પાછળથી તે ઉપર સુધારો કરવામાં આવ્યો, અને લેરગવરીમાંથી રેલલવરી પડી ગયું. જેમ નદીની રેલ ક્યાંઈ પણ અટક્યા વગર સીધી મહાસાગરના મુખમાં જઈ પડે છે, તેમ મિસીસ ધીરજરામની લવરીની રેલ પણ સીધી તેની કર્ણેન્દ્રિયને જઇને મળતી હતી. જેમ બી. બી. એન્ડ સી. આઈ.ની મેઇલ ટ્રેઇન સેન્ટ્રલથી ઉપડી વિરમગામ જઇને અટકે છે, તેમ મિસીસ લવરીની એકસપ્રેસ રેઇલ મધુર મુખમાથી ઉપડી ફુ ફુ કરતી પરભારી મિ. ધીરજરામની કર્ણેન્દ્રિય ટર્મિનસપર જઇને વિરમતી. જેમ રેલ્વે એન્જીનના સાચાકામને તેલ લગાડવાથી કટાઈ જતું નથી, પણ ઝડપથી ચાલી શકે છે; તેમ રેલલવરીની જીવ્હાને મૂળથી

ગ્લિસેરાઇન લગાડેલું હોવું જોઇએ, એટલે અટક્યા વગર કલાકના કલાક કામ કરી શકતી.

સર્વેન્દ્રશાસ્ત્રીઓ [ Physiologists ], તત્વજ્ઞાનીઓ અને શાસ્ત્રપુરાણીઓએ અથાગ મહેનત પછી શોધ કરી છે કે, મનુષ્યવાચા દિવસના કરતા રાત્રે વધારે ઝડપથી ખુલી શકે છે, અને તેથીજ માણસના મગજ ઉપર છાપ બેસાડવા માટે જ્યાં વાચાનો ઉપયોગ કરવો પડે તેવા પ્રસંગો, જેવા કે પાર્લામેન્ટના ભાષણો, નાટકો—સીનેમા, મજલીસની વાયજો, હરિકીર્તનો, માણભટ્ટની મહાભારત કથાઓ, જાન તથા સાંડવાવાળીઓના ફટાણાઓ, ઇત્યાદિ પ્રસગોને માટે દિવસના કરતાં રાત્રિનો સમય વધારે પસદ કરવામાં આવેલો જણાય છે

તેજ આધારે રેલલવરીએ પણ વાગ્બાણ વૃષ્ટિ માટે રાત્રિનો વખત ચૂટી કાઢયો હતો કારણ દિવસના તો મિ. ધીરજરામ પોતાની બુકસેલર અને પબ્લિશરની દુકાને ગોંધાઈ રહ્યાં હોય, એટલે તે વખતે વાગ્બાણ અમર કરી શકે નહીં, પણ રાત્રે દશથી સવારના સાત સુધી તો મિ. ધીરજરામથી કયાંઈ ખસી શકાય તેમ નહોતું, કે કાંઈ પણ ચું કે ચા થઈ શકે તેમ નહોતુ એટલા વાસ્તે રેલલવરીએ વખત રાત્રિનો રાખ્યો હતો. ચોમાસાની મેઘવૃષ્ટિ દિવસ કરતા રાત્રિએ વિશેષ થાય છે, તેમ રેલલવરીની વાગ્બાણ વૃષ્ટિ પણ રાત્રેજ થતી હતી. રેલલવરી ઘુવડ પક્ષીની પેઠે દિવસે સુંગી, પણ રાત્રે 'હુ–હુ–હુ' કરતી.

પ્રભુ સર્વજ્ઞ છે. સર્વનું રક્ષણ કરે છે, તે મુજબ મિ. ધીરજરામનુ પણ તેમણે રક્ષણ કર્યું હતુ. મિ. ધીરજરામના કાનની અદર કાચબાની ઢાલનુ પડ હતું, એટલે રેલલવરીના વાગ્બાણો તેના અતરપટમાં પ્રવેશ કરી શકે તેમ નહોતાં. રેલલવરી ધીરજરામની અર્ધાંગના હતી; ધીરજરામના અર્ધા અગમા જેટલું

ડહાપણ કમી હતું, તે આ અર્ધાંગનાથી પરિપૂર્ણ થતું હતું. જ્યારે મિ. ધીરજરામનું આ અરધું અગ સ્તબ્ધ થઈ ગયું, યાને જ્યારે ધીરજરામ વીધુર થઈ ગયા, ત્યારે તેમની વય બાવનેક વરસની હતી. પથારીએ સુતા પછી ત્રણેક કલાક સુધી તો તેની આખ બિલ્કુલ મળતી નહીં, જાણે તેમના પત્ની પોતાની પાસે ભાષણ કરે છે. રેલલવરીની કાયા ખાખ થઈ ગઈ હતી, એમ મિ. ધીરજરામ ચોક્કસ જાણતા હતા; છતાં તેણી પોતાની નજીક જીવતી જ્યોત છે, એવું તેમને લાગ્યા કરતું. રેલલવરીની જીવ્હાનો ઓળો હજી પણ ચાલ્યા કરે છે, એમ તેમને જણાતું; અને ફરી ફરીને ધીરજરામની કર્ણેન્દ્રિય પર તેણીના વાગ્બાણની વૃષ્ટિ થયા કરે છે, એમ આભાસ થતો. વખતે વખતે તો એવો આબેહૂબ અને એવા જોસથી અવાજ આવતો કે ધીરજરામ નિદ્રામાથી ભડકી જતા, અને પોતે વિધુર થયેલ છે તે સત્ય છે કે અસત્ય, તેની શકા થતી. તેવી શંકામાં પોતે ખાટલા પર હાથ લંબાવવા જતા તો ઓશીકાનો સ્પર્શ થતો, એટલે પોતાને ચોક્કસ ખાત્રી થતી કે, તે ખરેખર પત્ની રહિત છે.

આટલું છતાંય જાણે તેની કર્ણેન્દ્રિયે ગ્રામોફોન કે રેડિયોનુ રૂપ પકડયું હોય, તેમ તેમાં અવાજ આવ્યાજ કરતો. મિ. ધીરજરામ આ પીડાથી હેરાન હેરાન થઈ ગયા. તેમની નિદ્રા ઉડી ગઈ. તેમાંથી ગાંડપણની શરૂઆત થવા લાગી. ફકીર-ફકરા પાસે દોરા ધ્રાગા વટિક કરાવ્યા, પણ માનસિક મરજ સુધર્યો નહી. પરિણામે ધીરજરામે પણ રેલલવરીની પછવાડે આ જંજાળી જગતનો ત્યાગ કર્યો.

ધીરજરામ પોતાની અક્કલ વાપરતા કે બીજાની અક્કલવડે દોરવાતા, તે કાંઈ ખબર નથી. પણ દર રાત્રે પોતાના પત્નીના વાગ્બાણની જે વૃષ્ટિ થતી, તે ધીરજરામ કાગળ પર ઝીલી લેતા,

અને કાંઈક યાંત્રિકકલાથી–યાતો–બાબરો ભૂત કે કાળ ભૈરવની ગુપ્ત મદદથી પણ, રેલલવરીના ભાષણના શબ્દે શબ્દ તે કાગળમાં લખાઈ જતા. આ પ્રમાણે રેલલવરીની દર રાત્રિની વાગ્બાણ વૃષ્ટિનો સંગ્રહ થયો.

તે ઉપરથી અનુમાન થાય છે કે ધીરજરામના ઘરનો સંપૂર્ણ કારભાર રેલલવરી ચલાવતા, તે આડે મિ. ધીરજરામ કદી પણ આવતા નહી. ધીરજરામ પોતે બુકસેલર એન્ડ પબ્લિશર હોવાથી આ સંગ્રહ ભેગો કરી, પોતાની હયાતી બાદ પ્રસિદ્ધ કરાવવો ધાર્યો હોય, એમ અનુમાન થાય છે. એ સંગ્રહ પોતાની હયાતીમાં સ્વર્ગસ્થ કવિશ્રી દલપતરામને વંચાવ્યો હોય એમ અટકળ થાય છે, અને તે આધારે અગર તે ઉપરથી 'ભાઈઓ જોતી ભારજા' એ કાવ્યનો વખતે જન્મ થયો હોય એમ સંભવે છે. આ કાગળનો સંગ્રહ ધીરજરામની હયાતી બાદ કયાં હતો, તે કાંઈ ચોક્કસ કહી શકાતું નથી, પણ 'છપ્પનિયા' પછી મોટો વંટોળીઓ આવ્યો હતો, અને કહેવાય છે તેમ રાતી જુવારની આકાશમાંથી વૃષ્ટિ થઈ, તે સાથે આ કાગળના કટકાઓ ઉડીને આવ્યા હતા તે જેમ તેમ સમાનમા કરી મરનારની ઈચ્છાનુસાર પ્રસિદ્ધ થવા ખાતર આ ગ્રન્થમાં સંગ્રહ કર્યો છે.

## વૃષ્ટિ પહેલી

[ મિ. ધીરજરામ પોતાના એક મિત્રને પાંચ રૂપિયા ઉછીના આપે છે. ]

હમણાં દુકાનમાં કમાણી કંઇ વધી ગઈ લાગે છે! તમે પાંચ રૂપિયા ફેંકી દેતાં કાંઇ વિચાર ન કર્યો? તમારે વિચાર શેનો ને બિચાર શેનો! બૈરી ભલેને ગુલામડીની પેઠે ઘરનું વૈતરું કર્યા કરે! પાંચ રૂપિયામાંથી તો કેટલાં કામ થાય! રૂપિયાના કાંઈ ઝાડ કે ખેતર નથી! પણ તમારું ભોળાપણ હજી ન મટયું.

આજ ત્રણ ત્રણ વરસ થયાં ચંદ્રકળાનો સાડલો લેવા માથું કુટું છું, અને પાંચ રૂપિયામા તો ખુશીથી સાડી લેવાત. મારા શરીર ઉપર સારૂં લુગડું છે કે નહી, તેનું તમારે શું ?

શેરીના બૈરાં રોજ રોજ મેણાં મારે છે કે—'લવરીબાઈ! તમે તો બહુ લોભ આદર્યો છે આવા ચુથા તમને શોભે કે ? મોભા પ્રમાણે બાઇ! લુગડાં તો જોઇએ કે નહીં?' હા, હુ ઘણુંયે સમજું છુ, પણ મારા ઘરનો વઘરો કાંઇ ગામને મોઢે કહેવાય છે? 'ઘરનાં છોકરાં ઘટી ચાટે, અને પાડોશીને આટો'–એવો તમારો વેપાર છે. 'બહુ ભલા–બહુ ઉદાર'–એમ મીઠું મીઠું બોલી લોકો તમને ફોલી ખાશે. જરૂર પડયે કોઈ દોકડો તમને પાછો દેશે નહી. તે તમે કયાંથી જાણો! હું ઘણુય સમજું છું, પણ તેનુ તમારે શું ? ભોગ મારા અને મારા છોકરાંના!!

નરમદાની ઘાઘરીયું ફાટી જવા આવી છે. છોકરીને પોલકાં ટુંકા પડે છે. પણ નવા ઘાઘરી પોલકાં લાવવા કયાંથી! પાચ રૂપિયામાં તો છોકરીના પાંચ પોલકાં અને દસ ઘાઘરી થાય તેમ છે. પણ થયું! બિચારી છોકરી ભલે નાગી–પુગી ભમ્યા કરે, તમને કાંઇ શરમ નહીં થતી હોય, પણ મારે ગામમા શુ મોઢુ લઇને ચાલવું ?

હજી ગઈ કાલેજ મુન્શીપાલીટીનો પટાવાળો ચુલાવેરો લેવા આવ્યો હતો. પણ જે માણસ માગે તેને પાચ પાચ રૂપિયા જેવી રકમ આમ ફેંકી દે, તે માણસ ચુલાવેરો કયાંથી ભરશે, તેની મને કાંઈ સુજ પડતી નથી.

આજ સવારે પાડોશીના છોકરા ભીખલાએ બારીમા પાણો ફેંકયો, ને બારીનો કાચ તોડી નાખ્યો. કાચ નંખાવવા સલેમાન વોગને બોલાવવાની હતી, પણ તમે રૂપિયા ઘરમાં રહેવાજ દેતા નથી, એટલે તેને બોલાવવો શુ કામનો ? ઠીક! એક તો શિયાળાનો ઠંડો પવન, તેમાં બારી રહેશે ઉઘાડી, એટલે નાના ટીકલાને શરદી

થતા વાર શી લાગશે ? એ બચ્ચું ખમખમી તો ગયું છે, અને ભાગેલ કાચને લીધે છોકરાનો જીવ જશે તો કાંઇ નવાઇ નથી ! અને બાળહત્યાનુ પાપ તેના બાપને માથે સદાનુ રહી જશે. બારી સમી કરાવવાના પૈસા તો આમ ઉડયે જાય છે. પાંચ રૂપિયા આમ ફેંકી ન દીધા હોત, તો અત્યારે કેટલાં કામ થાય તેમ છે ! પણ તમને તેની કશી ફીકર કે ચિંતા નથી.

ત્રણ દિવસ પછી આ મકાનના વિમાનો હપ્તો આવ્યો. કયાથી ભરશો તેની મને કાંઈ સુજ પડતી નથી. ભરાશેજ નહી ! રૂપિયા પડ્યા રહ્યા હોત, તો આ ફીકર રહેત ખરી કે ? ગામમા હમણા ઠામઠામ આગ લાગે છે. બંબાવાળા બિલ્કુલ ઠારી શકતા નથી. મને તો તે ભય નજર આગળ ખડો થયા કરે છે રાત્રે ઉંઘ આવવી પણ મૂશ્કેલ છે. પણ તેનું તમારે શું ? તમે-તમારે ઉદારતા બતાવ્યા કરો ! અને રૂપિયા જેને તેને દીધા કરો ! તમારા બૈરા છોકરાં ભલે આગમાં બળી જાય ! અમે તો જીવના જશુ, પણ તમને તો બળી ગયેલ મકાનની વળતર પણ મળશે નહી. વિમાવાળા દેશે કયાથી ? હવે હપ્તો ભરાઈ રહ્યો ! અરરર ! આટલા વરસ વિમો ભર્યો તે સાવ પાણીમા ગયો ! જે માણસ રૂપિયાને કાકરા જેમ સમજે તે માણસ વિમો ન ઉતરાવતા હોય તો સારૂ ! !

કીકાની દાતારની માનતા માની છે. છોકરાને દાતારના દર્શન કરાવ્યા પછી સૂારે દૂધ ખપે તેમ છે. પણ થયું ! હવે દાતાર બાતાર જઈ રહ્યા ! અને દૂધ ખાઇ રહ્યા ! મારૂં તો ઠીક, પણ આ બચારા બચ્ચાની પણ દયા નથી આવતી ? તેની મોટી ઉધરસ માંડ મટી છે. હવે દેવ રૂઠયા તો કોણ જાણે શું થાવુ છે ! ગરીબ બાપડો કીકો ! તે છોકરો કા તો જીવનો જાશે. માનતા થઈ હોત તો છોકરાને માથેથી અણુક-ઝણુક બધી જાત, પણ રૂપિયા પાચ પાણીમા નાખી દીધાં, હવે છોકરાને દાતાર કેમ લઇ જવો ?

અરે ! તમારો 'ટોમી' ક્યાં ગયો ? ઘરનાં છોકરાં ઉપર હેત ઓછું આવતું હશે, તે વળી કુતરો પાળ્યો છે ? તમે પાંચ રૂપિયા તમારા એ દોસ્તદારને દેવા ગયા, ત્યારે ટોમી તમારી પાછળ દુકાને ગયો છે. હું તો કોઇ દિવસ તેને છોડતી નથી. ગામમાં હડકાયા કુતરાં વધી ગયાં છે, અને એકાદ કુતરૂં તેને આભડશે, તો પછી જોઇ લ્યો, ઘરના છોકરાંની સ્થિતિ ! એ તમારો 'ટોમી' ક્યાંક હડકવા લઇને ન આવે તો મારી છાતીએ ડામ દઉં ! અને પછી ઘરનાં માણસોને હડકવા ન થાય તો મારૂં નામ લવરી નહીં ! પણ તમારે તમારા બાયડી-છોકરાં સાથે શું લેવા દેવા ! તમે તમારે રૂપિયા લૂંટાવી દ્યોની ! અને ઘરવખરી ખલાસ કરી નાખોની !

પેલું ઓશરીનું કમાડ પવનમાં ખખડે છે, તે તમે સાંભળો છો ? હું તો સાંભળું છું. અં-હં-હં-હં ! કાં તો તૂટી જશે. તેનો નકુચો બગડી ગયો છે, નવો નકુચો નાખવો જોઇએ. લીરા લુહારને બોલાવીએ તો હમણાં કમાડ સુધરી જાય તેમ છે. પણ લીરો કાઇ આપણો સગો કે બાપનો નોકર થાય તેમ છે ? ઠીક. ભલે કમાડ ખખડ્યા કરે. તમે તમારે રૂપિયા દીધે જાઓ !

તમે ચુલાનુ ધુમાડિયું કોણ જાણે કેવું કરાવ્યું છે કે તેમાંથી ધુમાડો બિલ્કુલ જાતો નથી. માલીકોર મેશ ભરાઈ ગઇ છે. ધુંવાડે મારી તો આંખ સળગી જાય છે. કાંતો આંઇખ ખોઈશ [ધુમાડિયું સાફ કરવું.]-હા. મોઢેથી બોલતા કાંઈ વાર છે કે-'ધુમાડિયું સાફ કરવું !' પણ ધુમાડિયું એકલે હાથે કેમ સાફ થતું હશે ! મારી પાસે કેમ જાણે પાંચ-પચીસ નોકર હોય ! જેને પાંચ રૂપિયાની દરકાર નથી, તેને પોતાની બાયડીની આંખની દરકાર ક્યાંથી હોય ! !

ઘરમાં ઉંદરોની વણઝાર દોડા દોડી કરે છે, તે તમે સાંભળો છો ? એક તો ગામમાં રોગચાળો ચાલે છે, તેમાં કોઈ ઉંદર પડ્યો તો જીવ જાવો છે. ['ઉંદરિયું' રાખો.] વાહ! 'ઉંદરિયું' રાખો'-એમ બોલવું

સહેલું છે, પણ ઉંદરિયું ક્યાં મળે છે તે કહોની! રોજ પાંચ પાંચ રૂપિયા ઉડયે જાય ત્યાં ઉદરિયું લેવાની તો વાત કરવીજ નહીં!

નીચે ખખડાટ શેનો થાય છે? કાંતો ચોર આવ્યા હોય નહીં! બિલાડી હોવાનુ કારણ નથી. ચોરનો વધારે સંભવ છે, કારણ બારણાનો નકુચો બગડી ગયો છે. પણ મારી વળી જીભ રહેતી નથી. અત્યારે નકુચો કે બારણું સમું કરાવવાનો વખત નથી. હમણાં તો રૂપિયા દોસ્તોને દેવાનો વખત છે.

[ મિ. ધીરજરામ આ વૃષ્ટિ નીચે ટીકા કરે છે કે—પાંચ રૂપિયા મિત્રને ઉછીના આપ્યા છે, જે કાંઇ ફેકી દીધા નથી, પણ પાછા આવવાના છે; તો પણ મિસીસની ગણત્રી પ્રમાણે ચંદ્રકળાનો સાડલો લઇ શકાશે નહી, નરબદા નાગી ફરશે, ભાંગેલ કાચને લીધે કીકાનો જીવ જશે, ચુલાવેરો ભરી શકાશે નહીં, મકાનનો વિમો ભરી શકાશે નહીં, એટલે મકાન આગમાં બળી જશે. કીકાની દાતારની માનતા થઇ શકશે નહીં, જેથી પાછી મોટી ઉધરસ થશે, અને જીવ જોખમમાં આવશે. ટોમી હડકાયો થઇ જશે, અને ઘરનાં માણસોને પણ હડકવા લાગુ પડશે. ઓશરીના કમાડનો નકુચો સમો થઇ શકશે નહીં, એટલે ચોર લૂટી જશે. ધુમાડિયું સારૂં થશે નહીં, જેથી આંખો જશે. ઉંદરિયું લેવાશે નહીં, એટલે રોગમાં જીવ જશે. આ બધી આફતો આવવાનુ કારણ? વગર પૂછયે મિત્રને રૂપિયા પાંચ અપાય ગયા તેજ.]

## વૃષ્ટિ બીજી

[ મિ. ધીરજરામ પોતાના દોસ્તને ઘેર રાત્રે ચોપાટ રમવા જાય છે. નળરાજાના જેવા હાલ થાય છે ! ]

દુનિયામાં કોઈ ગરીબ થાશો નહીં. બાયડીને ઘરમાં ગોંધાઇ રહેવું પડે, જ્યારે ભાયડા તો ગમે ત્યાં હરે ફરે, તોય કોઈ પૂછનાર

છે ? અમારે તો બારે માસ ચુલોને ચુલો, અને તમારે રમત આડે ઘર પણ સાંભરતું નથી.

શુ-ઉં-ઉં ! તમે ચોપાટ નથી રમતા ? હું કેમ જાણું કે નથી રમતા ! પણ એટલું જાણજો કે, આમ છોકરાંની પેઠે રમવામાં તમારી શોભા નથી.

. દોસ્તોમા ગાંડા થઇ ગયા છો. દર રાત્રે તમારા પેલા પોમલા દોસ્તને ત્યા પડ્યા પાથર્યા રહો છો, અને કોણ જાણે ક્યારે ઘેર આવો છો ! હું હવે તમારી વાહે ઉજાગરો કરવાની નથી. આવી સખત ટાઢમા હું હવે પથારોમાથી કમાડ ઉઘાડવા ઉઠીશ નહીં. [ 'બહાર તાળું દઈને જઇશ' ] ના. ના. તેમ બનશે નહીં. સલામતી શું ? ગમે તે બ્હારથી તાળું તોડીને ઘર લૂંટી જાય અને ખુન કરી જાય. તેનું તમારે શું ! તમે તમારે લ્હેર ઉડાવ્યા કરો !

અં-હં-હં-હં ! કેવી ખરાબ વાસ આવે છે ? તમાકુની વાસ હું બિલ્કુલ સહન કરી શકતી નથી. તમને ખબર છે કે, હું તમાકુ સુંઘતીએ નથી, કે દાતેય દેતી નથી. મને તેની બહુ છીટ છે. તમે પોતે બીડી નથી પીતા, પણ તેથી શું ! તમારા બધા દોસ્તો બીડીઓ ફુંક્યાં કરે છે, એટલે એનું એ. તેનાં કરતાં તમે પોતે બીડી પીતા હો તો વધારે સારૂં. પારકાનો ધુમાડો તમારી મુચ્છમાં લાવો છો, તેના કરતા તમે પોતેજ બીડી ફુંકતાં હો તો ઠીક ! !

ચોપાટની લત જેને લાગી તે કોઇ દિવસ સુખી થયું નથી. એ તમને શેની ખબર હોય ! હું જાણું છુ. ચોપાટમાં નળરાજા રાજપાટ ખોઈ બેઠો હતો. તમારા પણ તેના જેવા હાલ થશે, સમજ્યા ?- શું તમારા ચોપાટિયા દોસ્તો ! જેનાં બૈરાં છોકરા સુખી છે, જેની ઓરતોને ગુલામ તરીકે ગણવાનો ફાંકો રાખે છે, એજ તમારા મિત્રો કે કોઇ બીજા ? જોઇ લ્યો ! તમારો દોસ્ત દલસુખરામ ! શું તેની સ્થિતિ છે ! તેની બૈરી રોજ મારી પાસે

તેના ધણીના રોદણાં ગાય છે, તે જો તમને કહેવા બેસું તો પાર આવે તેમ નથી. રાત્રે બબે વાગ્યા સુધી ઘરની બહાર રખડ્યા કરે છે. ઘંટી ઘરાય તેવે ટાંણે ઘેર આવે છે. અને બિચારી બૈરી જો શિખામણના બે શબ્દ કહેવા જાય, તો ઉલટો તેનો અડતાલો જોખે છે. પણ તમે જાણશોમાં કે આહી પોલુ છે! દલસુખની બાયડી સહન કરે, આહી એ નહી ચાલે! તમારે લાજ આબરૂની ખેવના નહીં હોય, પણ મારે છે. હુ કહુ છુ કે તમારા એ જુગટિયા દોસ્તોનો સંગ છોડો અને ઉંઘ વેંચીને ઉજાગરો કરવો રહેવા દ્યો

શું-ઉં ? હવેથી તમે રાત્રે મોડા નહી આવો ? પણ તમારી એ ટણક ટોળીમાં ગયા પછી તમને વહેલા છોડશે તેની શું ખાત્રી ? હું કેમ માનું ? તમે ભલેને કહો, પણ તમારા એ મિત્રોને પૂછ્યું છે ? તમારો સાદ ભારે થઈ તો ગયો છે, અને કાતો સવાર પડયે માથું ચડશે. સવાર પડવા આવ્યું હશે ? કેટલાક વાગ્યા છે ? ત્રણ ચાર વાગી ગયા હશે ! ['માથુ નહી ચઢે.'] વાહ ! આ તમારા માથાં ઉપર હાથ મૂકો તો ખબર પડશે કે અગ્નિ તપે છે. આમાથી તાવ આવતાં વાર શી ? તમે તમારે પથારીમાં રહેશો. તીખા વાટવા, શેક કરવા, રાબ કરવી, એ તમારે કયા ફીકર છે ? તમારી જીભ, અને અમારા હાથ પગ. અમે ભલે ખુવાર થયા કરીએ !

એ તમારો દલસુખ તે કેટલી બીડીઓ ફુંકે છે ? તેના ધુંવાડાની વાસ હજી તમારી મુચ્છમાંથી ગઈ નથી. એ દુર્ગંધે તો તોબાં કીધી. મને બિલ્કુલ ઉંઘ નહીં આવે.

હું ચોક્કસ કહુ છું કે, તમે પથારીમાંથી વહેલા ઉઠી શકશો નહીં. તમારી આખ ઘોલા જેવી થઈ ગઈ છે. સવાર પડયે તો કોણ જાણે કેટલોય તાવ ચડશે. તમે એમ સમજો છો કે, પથારીમાં પડયા પડયા હું તમને ચાહ પાઈશ. ના! ના! આ કાંઈ દલસુખનું

ઘર નથી. તેને ધંધો ધાપો કાંઈ નથી, એટલે તેને બધું ચાલે. હાથે કરીને એવી આળસ આપણે ન પોશાય આ તમારા ઉજાગરામાં જો તાવ ચડયો તો ઉબકા ઉલટીનું તો પૂંછવુંજ શું ? દલસુખની બૈરી ઉલટીમાં સોડાની બાટલી તેના ધણીને ભલે પાય! હું સવારના પોરમાં એવી બાટલી મંગાવીશ નહી લોકોમાં તમારે હાંસી કરાવવી છે કે શું ? ફળીના માણસો શું જાણે ! તે કહેશે કે–'લવરીબાઈનો ધણી રાત્રે ચોપાટ કુટીને પરોડીએ આવ્યા, ને પછી માથું ચડયું ને તાવ આવ્યો.' મારે એવી સોડાની બાટલી મંગાવીને ગામમા ફંફેરો નથી કરવો. ગામને મોઢે કાંઈ ગયણું ન બંધાય ! મારે લાજ આબરૂની દરકાર છે. હું કાંઈ તમને સવારે રાબ શીરો કરી દેવાની નથી. તમને કોણે કીધું હતું કે ચોપાટ રમવા જજો ?

શું તમને સોડા જોતું નથી, કે શીરો–રાબ કશાની જરૂર નથી ? વાહ ! બોલતા કાંઈ વાર છે ? હજી ભૂલી ગયા હશો, કે માંદા પડો છો, ત્યારે ઘરનાં માણસોને કેટલા હેરાન થવું પડે છે તે ! દાબો માથું, દાબો પગ, વાટો તીખાં, કરો રાબ, લાવો ચા ! ઉજાગરો ન કરતા હો તો આ કાંઈ કરવું પડે તેમ છે? પણ હાથે કરીને દરદ વહોરી લ્યો છો. પછી ઘરના માણસોને સુખે જ પવાનો વખત કયાંથી રહે !

તમને મારૂં કહેવુ ગળે ઉતરે તેમ નથી. પણ આ ચોપાટે જે હળ્યા છો, તેમાંથી બિલ્કુલ સારૂં નિતરે તેમ નથી, એ મારૂં કહેવું હમણા નહી, તો પછી માનવામાં આવશે. એ રમતમાથી જુગટે ચડી જશો, અને તમારો દલસુખ કેવો જુગારી છે તે હું જાણું છું. કોણ જાણે કેટલી હારજીત કરાવશે ! તમને બધા ભેગા મળી છેતરી ખાશે. હારી જશો તો રૂપિયા કયાંથી કાઢશો ? રૂપિયા નહીં કાઢો તો પછી તમારી દોસ્તી તૂટશે એ ચોક્કસ છે.

અને દોસ્તી તૂટે તો પછી ગાળાગાળી અને મારામારી થતાં કાંઈ વાર લાગશે નહીં, અને ખુનખરાબો થઈ જશે તો પછી જોઈ લ્યો પંચાત ! શું પોલીસ તમને પડતા મેલશે ? કોરટમા ઘસડશે તો પછી ન્યાયાધીશ શું, તમારા ઉપર દયા ખાશે ? ફજેતીના ફાળકા થાવા છે. કેદમા મોકલશે, તો તમારી આબરૂ શું વધશે ? અરરર ! જો સખત કેદ થશે, તો તમારૂં શરીર કેમ કામ કરશે ? જેલમા ચોરની સાથે ચોપડીઓ વેંચતા તમારા જેવા આબરૂદાર વેપારીને જોઈને જગતમાં હાંસી કેવી થશે તે સમજ્યા ? અને પછી અમારી આબરૂના કેવા કાંકરા થાશે તેનો કાંઈ ખ્યાલ છે ? છોકરાં વરશે પરણશે કેમ ? મને તો આ ફીકર આડે અત્યારે બિલ્કુલ ઉંઘ આવવાની નથી. શું-ઉં ? મારૂં અનુમાન ખોટું છે ? આ બનવું શું અસંભવીત છે ? મારૂં એક વેણ ખોટું પડે, તો રૂની ગાસડીમાં માથું પછાડીને આપઘાત કરૂં.

હું તો જે કાંઈ કહુ છું, તે તમારી ટેવ સુધારવા ખાતર. આજે તમે અધરાતે આવ્યા, અને જો ચસડકો વધ્યો; તો રાતની રાત ઘર બહાર કાઢશો. તમે સમજો છો કે હું ગમે ત્યારે કમાડ ઉઘાડીશ ? ના-ના એ વાતના દાળીઆ ફાકવા ! તમે દલસુખની રીત પકડતા જાઓ છો. ગઈ ભીમ અગ્યારસને દિવસે દલસુખના શું હાલ થયા હતા, તે તમે જાણો છો ? મને બરાબર ખબર છે. કોણ જાણે કેટલું જુગટું રમ્યો હશે, અને કોણ જાણે કેટલી ભાંગ પીધી હશે, તે ટેંહ થઈને મધરાતે ઘેર આવ્યો. કેફ એવો ચડેલો કે ઘરના ઓટલા ઉપર પડી ગયો, ને માથું ફુટી ગયું. તેની -બૈરી બચારીએ આખી રાત જાગીને પાટાપીંડી તથા શેક કર્યો. એટલું છતાં ઘરનું કમાડ જરા મોડું ઉઘાડયું માટે નાહક તેનો વાંસો હલકો કર્યો. આવા ગંજેરીની સોબતમાં તમારી શી શોભા વધે છે ? રાત્રે આમ મોડા આવ્યા કરશો, તો તમારા પણ એના જેવા લખણ થઈ જશે, સમજ્યા ? પણ એટલું અવશ્ય યાદ રાખજો કે,

આ દલસુખની વૈરી નથી. હું કાંઇ તેવું ચાલવા દઈશ નહીં. મોડી રાત્રે ઘર ઉઘાડવા હું ઉઠીશ નહીં.

શું-ઉં-ઉં ? તમે જુગટિયા નથી ? ભલે હમણાં નહીં હો, પણ આજથી થવાના. સ-મ-જ્યા ? [ ઝોકું અને પછી ઉંઘ ]

[ આ વૃષ્ટિ નીચે મિ. ધીરજરામે કંશી ટીકા કરી નથી. કારણ પોતાની જાત વિશે કાંઇ પણ વખાણ કરવાં એ આત્મશ્લાઘા ગણાય.]

## વૃષ્ટિ ત્રીજી

[ મિ. ધીરજરામ પોલીસ કચેરીએ – મિ. દલસુખરામને જામીન ઉપર છોડાવવા જાય છે.]

હું કહેતી હતી તેવુંજ આ દોસ્તીનું પરિણામ આવ્યું. ભુંડા માણસો ભલા માણસને કેવા ભોગ બનાવે છે, તે જોઇ લ્યો ! અત્યારે મધરાતે જામીન ઉપર છોડાવવા જવાની શી ઉતાવળ છે ! રાત્રે બે વાગ્યે પોલીસનું માણસ ઘરનુ બારણું ઠોકે, તેથી આડોશી-પાડોશી શું સમજશે ! તમારા દોસ્ત પર જુલમ ગુજર્યો, તે હું સાંભળવાની નથી. દલસુખ જુલ્મ ખમે એવો નથી. શું, તમે જઇને તેને જામીન પર છોડાવશો ? એનું પરિણામ શું આવશે, તેનો વિચાર કર્યો ? તે ભાગી જશે અને નાણા તમારે ભરવા પડશે. મારાં છોકરાને ભૂખ ભેળા કરી દેવા છે કે શું ? આવી પારકો પંચાત કયા સુધી કરવી છે? ઘરમાં જીવ કેમ ઠરતો નથી ?

અત્યારે કેવી ઠંડી છે, તેનો કાંઇ વિચાર કર્યો ? ઉઘાડસ છે, અને ટાઢ લાગી, તો ડબલનેમોનિયા થઇ જતા કાંઈ વાર લાગશે? પછી તમારી કાશ હું નહી કરૂં, સમજ્યા ? પૈસા ઉડાવવાના બીજા ઘણાય રસ્તા છે, પણ આવા જુગટિયા, ચોરટિયા ઉપર કાં નાણાં ફેંકી દીઓ ! [ 'કાઈપણ નાણા ફેંકી દેવાના છેજ નહીં.'] એ બધુ બોલવાનુ છે, પણ તે નાસી જશે તે ખાત્રી માનજો. કોરટમા હાજર થશે નહી, એટલે કોરટ તમારૂ ગળુ પકડશે.

[ 'પોલીસે ખોટો કેસ કર્યો છે.' ] તમે કહો છો ને? પોલીસ કહે છે? કારણ વગર હેડમા શું કામ પૂરે? કોણ જાણે કેવી લૂંટ કે ચોરી કરી હશે!! આવા માણસના જામીન થવામા નવાણું ટકા ખોટ છે. લોકો શુ કહેશે? 'ચોરના ભાઈ ઘંટી ચોર.' શું–ઉ? જામીન પડ્યા સિવાય છુટકો નથી? મારે એ દલીલ સાંભળવી નથી.

હુ બધુય સમજું છું. બીજુ હોય તો મારે આટલું બધું કહેવાનુ કારણ શુ હોય! પડે ને ઉંડાં ભમરિયામા! પણ આ નાના છોકરાંને ખાતર આટલું કાંઈક બોલવું પડે છે.

લોક તો કયારનાયે જાણે છે કે, તમારે જુગટિયા ગંજેરીની દોસ્તી છે તમારા મિત્રો તમને એક રાત પણ નિરાંતે પથારીમાં જંપવા દેશે નહીં. દલસુખીઆનો બધો ભવાડો છાપામા છપાશે, અને સાથે તમારૂં નામ પણ આવ્યા વગર રહેશે નહીં આમા તમારી તથા તમારાં બૈરા છોકરાંની શું આબરૂ વધશે? તમારી તો આબરૂ ત્યારે વધે, કે એવા ચોર લૂટારાને કેદમાં પૂગાવો તોજ. આ ફીકરને લીધે મારી તો ઉંઘ ગઇ. તમે તો દાઢમાંથી બોલો છો કે–'સુઈ જાઓ.' પણ મને હવે ઉંઘ શેની આવે? હું હવે બિલકુલ ઉંઘવાની નથી.

[ મિ. ધીરજરામ ટીકા કરે છે કે–નહી સુવાની તેણીની ઇચ્છા મજબૂત છતા કુદરત તેનાથી વધારે મજબૂત હતી, એટલે તેણી ઘોટી ગઈ; અને વૃષ્ટિ લાબી ન ચાલી ]

## વૃષ્ટિ ચોથી

[ મિ ધીરજરામ ઘરની છત્રી એક ઓળખીતાને

એવા તેના શું કિંમતી કપડાં હતા કે બિચારાને નુકશાન થાત ! [ 'શરદી થઇ જાત.' ] વાહ ! શરદી થઈ જાય એવી શીકલ મને તેની લાગી નહીં. કોકની છત્રી લઈ જાય, તેના કરતાં શરદી ખમવી સારી!! જુઓ છો? આ કેવો વરસાદ પડે છે તે! એ...એ .. સાંભળો...આ વરસાદનો ઝપાટો ! આ બારી સોંસરી ઝાપટ આવે છે. જુઓ તો ખરા ! આવો ધોધમારનો વરસાદ પડે છે, અને તમને ઉંઘ શેની આવે છે ? અરે ! ઉંઘણુશી જાગો તો ખરા ! આ વરસાદનો ઝપાટો સાંભળો છો કે નહીં. ? જરા બેઠા થઈને જુઓ તો ખરા !

મને તો લાગે છે કે આજથી હેલી મંડાણી. છ સાત દિવસ સુધી બધ રહેશે નહી. શેરી-બજારમાં તો પાણીનાં પૂર ચાલ્યાં હશે ? ઘરની બહાર નિકળાશે કેમ ! તમે મને હસી કાઢોમાં. મારૂં અપમાન કરોમાં. શુ છત્રી ગઈને? મારે તમને હવે શું કહેવું ? જુઓ તો, આ પાણી પડે છે તે ! સુંડલે ને ટોપલે ધાર પડે છે. છ દિવસની હેલી, છત્રી વગર કાઢવી ! !

મને જરા કહેશો કે નરમદાને કાલે નિશાળે કેમ જવું ? શું ? આવા વરસાદમાં નિશાળે ન મોકલવી ? વાહ ! શા માટે નિશાળ ખોવરાવવી ? એમજ કહોને કે છત્રી નથી, એટલે ભણતર ખુવે. ઠીક. બચારી છોકરીના નસીબ ! ભણાવી-ગણાવી હોત તો કાંક સારૂં સાસરીયું મળત. આમ ભણતર વગર અભણ રહી જાય, તો તેનો દોષ તેના બાપને માથે સદાનો રહી જશે. મને તો એ લાગી આવે છે કે તમને આવા છોકરાંની પણ લાગણી નથી !

હું ઘણીય જાણું છું કે તમે ઘરમાંથી શા માટે છત્રી કાઢી નાખી. ગઈ કાલે તડકો હતો, તે મારા ભાઇને ઓઢવા માટે મેં છત્રી આપી હતી, એ તમને ખબર છે; અને એજ તમને ખટકે છે. હું મારે પિયર જાઉ કે મારો ભાઈ કે બેન આંહી આવે તે

તમને ગમતું નથી, એજ કે કાંઈ બીજું ? તમે એમ ધારો છો કે મારે પિયર ન જવું ? ના—ના. તેમ નહીં બને. ભલે વરસાદમાં મારાં લુગડાં પલળે, અને તરબોળ થાય. પણ મારે પિયર જતા તમે મને કેમ અટકાવી શકો ?

તમારે કાંઇ પીડા છે ? છત્રી ન હોય તો, આ...કરી ભાડુતી ગાડી, અને આ ...ચાલ્યા બહાર !! અમે જરા બેઘડી અમારે પિયર જઈએ તેનો તમને વાંધો ! ગાડી ભાડાંનુ શું ખર્ચ આવે છે તે કાંઈ ધાર્યું ? અમે તો અમારે પગે જઈએ છીએ. કાંઇ ખરચ તો નથી થતું ને ? હું હવે એવા નકામા ભાડાં નહીં ચૂકવવા દઉં. ઘરની ચીજો જેને તેને દીધા કરો ! અને છોકરાંઓને ભૂખ ભેળાં કરી દયો ! પછી નવી છત્રી ખરીદ કરી રહ્યા !

એ .... સાંભળો છો ? આ વરસાદ કેવો અનરાધર પડે છે તે ? હું મારે પિયર કાલે જવાની છું તેમા ફેર નથી, સમજ્યા કે ? મારાથી જૂના ચુંથા પહેરીને ગામમાં ન જવાય. હું તો પેલી રેશમી સાડી પહેરીને જઈશ. બળ્યું ! લુગડાં રાખી મૂકયે શું ફાયદો ! ભલે પછી ભીંજાઉં, અને સાડી બગડે, અને ભલે પછી મને શરદી થાય, અને પછી દાકતરનું ખર્ચ થાય. ! ત્યારે તમને લાજ વળશે કે છત્રી જેને તેને આપી દેવામાં શું ફાયદો છે ! શરદીમાંથી વખતે હું મરી જાઉ તો તમને ખબર પડશે કે છત્રી દેવી મોંઘી, કે બીજી બૈરી કરવી સોંઘી !!

અં—હં ! મને આવતી કાલની ફીકર થાય છે, કે મારે પિયર હું કેવી રીતે જઈ શકીશ ? ઠીક ! ભલે મરૂં !! પણ ગયા વિના છુટકો નથી. વરસાદને કહીએ કે તું નારે વરસ્યા કરજે, પણ નવી છત્રી હું નહીં લેવા દઉં. ના—ના. એ ખર્ચ હું નહીં કરવા દઉં !! આળસુની માફક શું ઘોરો છો ? સાંભળો છો કે નહીં ? જો તમે નવી છત્રી લાવશો તો હું ગટરમા ફેંકી દઈશ. આપણી છત્રી લાવી દયો. નહિતર કાંઇ નહીં.

આહાહાહા ! હજી ગયા મંગળવારે એ છત્રીને મેં કેવી હોંશથી નવું કવર ચડાવ્યું હતું. [ 'ફરી કવર ચડાવવું.' ] તમને બોલતાં કાંઇ વાર છે ! ખર્ચનો કાંઇ વિચાર કર્યો ? કવર પાછળ ઘર વખરી ખાલી કરવી ! તમને કાંઇ પણ ભવિષ્યનો ખ્યાલ છે કે નહીં ? તમારા બૈરાં છોકરાંની કાંઇ દયા છે કે નહીં ? કે ફક્ત છત્રી જેને તેને આપી દેવાની દયા જાણો છો ! વાહ ! શું માણસ જાત છે ! કહેવાય છે ધણી ! ફક્ત ગરીબ બૈરાં તરફ મિજાજ કરવામાં ધણીપદ વાપરવું, બાકી પોતાની છત્રીપરનું ધણીપણું ભલે ખોવાઇ જાય, તેની ચિંતા નહીં.

અરે! પણ, તમારા પેલા દલસુખીઆના કામમાં તમારા ઉપર કોરટનો સમન આવ્યો છે, તમારે કાલે કોરટમાં જવાનું છે, તે યાદ છે કે નહી ? પણ છત્રી વગર તમે શી રીતે જશો ? શું ગાડી કરીને જશો ? એવા પૈસા કાંઇ હરામના નથી. ઘેર બેસી રહેજો. [ 'ગેરહાજર રહેવાથી કોર્ટનો તિરસ્કાર થાય.'] ભલે તિરસ્કાર થાય, અને ભલે કેદમા મોકલે! જે માણસ છત્રી જેને તેને આપે, તેને કેદની સજા થાય ત્યારે જ ખબર પડે !

બચારાં છોકરાં ! મારી વ્હાલી નરબદા ! ! ગરીબ બાપડો કીકો !! કાલે નિશાળે જતા ભીંજાઇ જશે. ભણતર ભૂલવા કરતાં ભીંજાવું ભલું. નિશાળે તો છોકરાં જશે જ જશે, સમજ્યાં કે ? હું છોકરાંઓને ઘેર નહીં રાખું. તમે શું કામ નાહક મને ચીડવો છો ? હું છોકરાંઓને નિશાળે મોકલવાની, અને ફરી મોકલવાની. વરસાદ ભલેને તૂટી પડે, અને ભલે છોકરાં તણાઇ જાય. તમારો વાંક છે તમે છત્રી આપી દીધી છે. કાંઇ મેં નથી આપી........

[ મિ. ધીરજરામ ટીકા કરે છે કે—આખરે તેણી નિદ્રાવશ થઇ, અને તેણીને સ્વપ્ન આવ્યું કે—આકાશ લીલો કાલીકો બની ગયો સૂર્યના કીરણો સળીઆ બની ગયા, અને એવી એક મોટી છત્રી તળે આખી પૃથ્વીએ આશ્રય લીધો. ]

## વૃષ્ટિ પાંચમી

[ ટાઢી ખીચડી અને મેથીના શાક પર ચુથણાં. 'ઉનું ખાવાથી દાંત પડી જાય છે.' ]

મારે તો તમને શું કેવું ! તમને મારૂં કાંઈ ગમતું નથી. મારી રસોઈ ન ભાવતી હોય તો રસોયો રાખો. ગાંઠમાં નાણાં હોય તો તેમ કરો. હું કયા ના પાડું છું ! તમારે જેમાં તેમાં ખામી કાઢવી, અને શું મારે મુંગા રહેવું ? [ 'ખીચડી ટાઢી હતી.' ] શું–ઉં–ઉં–ઉં ! ટાઢી હોય એમાં વાંક કોનો ! હું શું આખી રાત ચુલે બેસી રહું ! શું કામ મોડા આવ્યા ?

મારી આંગળી બળી જાય એવી ઉની ખીચડી છે, અને તમને ટાઢી લાગી ? બહુ ઉનું ખાવાની ટેવ રાખો છો, તે દાંત વહેલા પડશે, એ તમને કયાં ખબર છે ? હું તો બરાબર જાણું છું. એમ કહો ને કે તમારે દુધપાક–પુરી જોઈએ છીએ. ખીચડીનો શું કામ વાંક કાઢો છો ! ત્યારે, શું મારે રોજ દુધપાક–પુરી બનાવવા ? દુધપાક રોજ રોજ કાંઈ મફત થતો નથી. ખર્ચનો કાંઈ વિચાર કર્યો ? શું દુધપાક આકાશમાથી ઉડીને પડે છે ? તમારાં છોકરાંને શું ટેવ પડશે તેનો કાંઈ વિચાર કર્યો ? વહેલું દીવાળું કાઢશો. આપણે લખપતિ કેદી'ના ?

મેથીની ભાજીને પણ વખોડી કાઢી ! મને તો લાગે છે કે તમે હવે શેઠીઆ થઈ ગયા છો. આવા ચાળા આપણને ન પોહાય. [ 'ડાંખળા પૂરા વીણ્યા નહોતાં.' ]–કહેતાં કાંઈ વાર લાગે છે ! તમને ઘરના વ્યવહારની કાંઈ ખબર છે ? કરકસર તો જાણતા જ નથી. બે ડાંખળાં રહી ગયા, તેમાં શું થઈ ગયું ? ચાર પુળીયાં મેથી જોત, તેને બદલે બે પુળીયાંમાં પતી ગયું. આ જો ખાવા–પીવામાં કરકસર નહીં કરો તો, પૈસા ઉડયે જશે. ખલાસ થઈ જતાં વાર નહીં લાગે, પછી નાદારીનો આશરો લેવો પડશે.

આ શું કરો છો? ચળુ કરો છો? ભુંડા લાગો છો, ભુંડા! મને તો લાગે છે કે તમે કયાંક પેટ ભર્યું જણાય છે. ખરી ભૂખ લાગી હોય તો કાચું કોરૂં પણ મુંગે મોઢે પટકાવી જવાય. આજ તમે આ વગડાનો પવન કયાંથી લઈ આવ્યા છો?

દુધપાક ! !

તમને ખબર છે? દુધ કેટલું મોંઘું છે? અધુરામાં પુરૂં ગાય હતી તે પણ વેચી મારી. પૈસા ખરચતા પણ સારૂં દુધ મળે છે કયાં? હજી ગઈ અખાત્રિજને દિવસે લાડવા ખાધા છે. વળી શરાદમા દુધપાક ખૂબ ખાશો. એમ દરરોજ ભારે મિષ્ટાન્ન ખવરાવવું કયાંથી? લાવોની રૂપિયાની થેલી! તો હું તો મારે રોજ પકવાન ખવરાવું.

[ ' મેથીને બદલે બટાટા ચાલત.']

—આ શું કહ્યું? તમને ખબર છે કે બટેટા સોંઘા છે? બટેટું કાંઈ કાચું ખવાતું નથી. તેમાં તેલ પૂરતું જોઈએ; એ તમે જાણો છો? હમણાં ખબર છે, તેલનો શું ભાવ ચાલે છે તે! આદમજી તેલીને પૂછી આવો, તેલનો શું ભાવ લે છે! હવે કહોની બટેટાં ખાવા સોંઘા છે કે મોઘા? વળી બટેટાં વાયડા કેવા તે જાણતા નથી? મેથી પાચક અને નરવી કેવી, તે કાંઈ સમજતા નથી!

[ ' પુરી—કચોરી.']

—આ શું બબડયા? હજી ગઈ શીળ સાતમને દિવસે નથી ખાધી? દર વરસે એક વાર તો સ્વાદ લ્યો છો. સાધારણ ગૃહસ્થને વળી આવા ચાળા શું! પુરી! ને વળી કચોરી!! વાહ!

એ–હે–હે–શું સુવા જાઓ છો? ઉભા રહો. હું પૂછું છું કે કચોરીમાં કેટલાં વ્રાનાં જોઈએ છીએ તે તમે જાણો છો? ત્યારે હું તમને ગણાવું–મગ, મરચા, કોથમીર, લીંબુ ... ...

—સાંભળો છો? વળી ઉભા ઉભા ઘોરવા માંડયું? મને જવાબ આપો. પછી સુવા જાઓ. કહેવાઓ છો વેપારી, અને

ગણત્રી એકે વાતની નહીં ! અમારાં બૈરાં જેટલી તો અક્કલ કાંઈક વાપરો ! મને તમારી આ રીત ગમતી નથી. હું જાણે કેમ વા સાથે વાત કરતી હોઉં ? એ-હે-હે ! હું તમને કહું છું ! કાન ક્યાં રાખો છો ?

તમારા ઘરના વૈતરાં સિવાય બીજું કાંઈ કરૂં છું ! કેટલી કરકસરથી કારભાર ચલાવું છું, તેનો આ બદલો કે ? તમે બીજાને ઘેર જઈ પૂછી આવો, કે અઢી શેર ઘી-તેલ કેટલા દિવસ ચાલે છે ! ત્યારે તમને મારી કસકસરની ખબર પડશે દીવાળીઆની માફક રોજ પૈસા ખાવા પીવામાં ઉડાવીએ તોજ ગૃહસ્થાઈ ગણાય ? નહીંતો નહીં કે ?

જો ! વળી નસ્કોરાં ઘસડવા માંડ્યાં ! ! આ તે તમને શું થઈ ગયું છે ? હું જ્યારે બોલું છું, ત્યારે જ તમને ઉંઘ આવે છે. હું સમજું છું કે હું કાંઈ હાલરડું ગાતી નથી, કે ઉંઘ આવે. તમારે એમ કરીને મને બોલતાં અટકાવવી છે. પણ ના ! એમ હું નહીં અટકું સમજ્યા ? તમે મારી રસોઇને વખોડો છો, તે મારાથી કેમ સંખાય ? કેવી મજેની ખીચડી રાંધી ! અમે તો હોંશથી ખાઈ ગયા. અમને તો કાંઈ વાંધો ન આવ્યો તમને મોળી લાગી હોય તો ઉપર મીઠું લેવુ હતું !

[ ' ટાઢી હતી.']

' ચુલે વધારે વાર રાખ્યાથી દાઝી જાય તો વળી બીજી પીડા. દાઝેલ ખીચડી કરતા ટાઢી ખાવી વધારે સારી. મારી વાત હમણાં તમને ગળે ઉતરે તેમ નથી. દુધપાક ? જીભને તો જેમ ટેવ પાડીએ તેમ પડે. ખીચડીનુ ખાણું આજ વખોડયું. કાલ સવારે રોટલી પણ નહીં ભાવે. પછી રોજ-પુરી, કચોરી, બરજ, મેસુબ, મગજ, દુધપાક વગર નહીં ચાલે. આ બધાં ખર્ચ હું જીવું છું ત્યાં સુધી નહી થાય. હું મરૂં પછી કોઈ દીવાળીઆની દીકરીને પરણજો, એટલે જેમ કહેશો તેમ રાંધી આપશે. કાંઈ વિચાર થાય છે ?

દુધપાક! પુરી! કચોરી!!

[મિ. ધીરજરામ ટીકા કરે છે—આખરે તેણીની જીવ્હાને શ્રમ લાગ્યો, અને શિથિલ બની ગઈ, પરિણામે બગાસું; પછી પોઢી ગઈ.]

**વૃષ્ટિ છઠ્ઠી**

['મારી બેન આપણી સાથે રહે તો કેવું સારૂં!'—મિસીસની પટામણી.]

વ્હાલા! તમને સળેખમે કેમ છે? તમે શરીરની બરાબર સંભાળ રાખતા નથી, એ ઠીક નહીં! મારો જીવ તો તમે જાણો છો. કેવો ઉત્પાતીઓ છે તે! તમે જરા ઉધરસ ખાવો છો, કે કાને રૂમાલ વીંટો છો, તેથી હું તો કાંઈને કાંઈ કલ્પી બેસું છું!

વ્હાલા! તમારે શું ખાવું છે? દુધ પીશો કે રાબ કરી દઉં? અહાહા! અત્યારે મારી મોટી બેન આંહી પાસે હોય તો કોઈ વાતની ચિંતા રહે ખરી કે?

શું? આખ મિંચવા માંડી? મારી બેન કેટલી ઉપયોગમાં આવે! હેં—એં!! તમે જાણતા નથી? એમ તમારાથી કહેવાય જ કેમ?

એ-એ! તમને યાદ છે? ગઈ પોડાબારસે કચોરી તમે ખાધી હતી તે! કાં ભૂલી જાઓ? તમે બહુ વખાણ કર્યાં હતા. એ કચોરી મારી બેને ખાસ તમારા વાસ્તે બનાવીને મોકલી હતી. જો! વળી આંખ વીચવા માંડી? એક પાંચ મિનીટ તો મારી વાત સાંભળો!

મારી બેન બચારી વિધવા છે. નથી છૈયું કે છોકરૂં! બચારી કાંઠે બેઠી છે. નથી સાસુ-સસરો કે દેરીઆ-જેઠીઆ! આધાર એક પરમેશ્વરનો છે. મારી બેન આંહી ઘરમાં મદદ કરશે. જો, વ્હાલા! તમારી બેન અને ફોઈ આંહી વરસ વરસ દિવસ રહી જાય છે, તે હું કાંઈ પણ બોલું છું?

કેમ? મારી બેનને આંહી રાખવા મારો હક્ક નથી? વળી મને બોલાવો છો? તમારી બેન આંહી આવે છે, ત્યારે આખું

ઘર માથે લ્યે છે. કોઈ દિવસ પણ રસોડામાં મદદ કરવામાં તો સમજતીજ નથી. એક દિવસ છણકામાં રાંધ્યું તે રસોઇ કેવી બગાડી, તે તમે ક્યાં જાણતા નથી ?

મારી બેનની રસોઈ તમે નથી ખાધી શું ? હું જે રસોઇ શીખી છું, તે મારી બેનના પરતાપે. તોપણ હજી તેના જેવા શાક-પાન ક્યાં થાય છે ?

વ્હાલા ! મારી બેન તમને ભારે નહીં પડે હો ! મારા હાથથી હજી વધારે ઘી-તેલ વપરાય છે, ત્યારે આવી રસોઇ થાય છે. પણ મારી બેનનો હાથ કોણ જાણે કેવો હળવો છે, તે થોડે તેલે અને થોડે ઘીએ સ્વાદિષ્ટ રસોઈ બનાવી શકે છે.

જો ! વળી સુવા માંડયું ? એ...સાંભળો છો ? મારી બેન આપણી સાથે રહે તો કેવું સારૂં ! ! છોકરો વખતો વખત માંદો પડી જાય છે. પાસેની ઝમકોર કાકીજીને વારે વારે બોલાવવાં પડે છે. હું કાંઇપણ દવામાં જાણું નહીં. બળ્યું ! ! ઘરડા વિનાનું ઘર છે ? તમારી મા બેઠા હોત તો મારે કાંઇ ફીકર હતી !

વ્હાલા ! મારી બેન.........

હેં—એં ! શું ટાઢ ચડી ? કેમ ધ્રુજો છો ? મારી બેન કાંઇ આપણે માથે નહીં પડે. વ્હાલા ! ટાઢ આવતી હોય તો પથારીમાં સુઓમા. નહી તો ક્યાંક તાવ ચડશે દરદને મોંઘું ન કરવું જો ! વ્હાલા ! ઘરમા અત્યારે કોઈ બીજું માણસ છે ? મારી બેન હોય તો કાંઇક દવા ચીધે. હવે હું તે તમારે વાસ્તે દુધ ઉનુ કરવા જાઉં કે તમારૂં લમણું દાબું ! બે વાત એક હારે કેમ બને ? મારી બેન હોય તો કાંઇ ફીકર રહે ખરી કે ? તમે નબળા પડી ગયા છો. કઢેલું દુધ પીઓ. શું ? નથી પીવું ? તમે શું સમજો ! વ્હાલા ! મારી બેન કાંઇ દુધનો કઢો બનાવે છે ! માલીકોર પીસ્તાં લઢીને કોણ જાણે કેવી રીતે તૈયાર કરે છે ! હું તો ઘણીવાર કાશ

કરૂં છું, પણ મને તો નથી આવડતું. એ દુધ તમે ફક્ત પંદર દિવસ પીઓ, અને તમારી નબળાઈ રહે તો મને કહેજો.

વ્હાલા ! તમને ધારી ઘુઘરા યાદ છે? શું ? શું ! તમે સાવ ભૂલી ગયા ? વાહ ! તમે મને કેટલી વાર ટોકી હતી, કે આવા ધારી ઘુઘરા તું કેમ બનાવી શકતી નથી ! હું ઘણાંય લોટ ઘી બગાડું છું, પણ મારી બેન જેવા ઘુઘરા મારાથી બની શકતા નથી. હવે તમે કબુલ કરશો.

જુઓ ! વળી તમે નસ્કોરાં ઘોરવાં માંડયાં ! હવે તમે કબુલ કરશો કે મારી બેન આપણને કેટલી ઉપયોગી થઈ પડશે. પછી તમે તમારે રોજ ધારી ઘુઘરા ખાધા કરો. પડખું ફેરવોમાં ! મારી તરફ જુઓ ! ધારી ઘુઘરા ગમે છે કે નહીં ? અને વળી ટોપરાનો મુરબ્બો કરવામાં મારી બેન એકી છે.

[ 'તમે કેમ ન શીખ્યા ? ' ]

શું કીધું ? 'તમે કેમ ન શીખ્યા ?' હવે મને આમ મેણું મારોમાં. કાઈ બધા મારી બેનની જેમ શીખીને અવતરતા નથી.

વ્હાલા ! જુઓને ! મારા માથાના વાળ કેવા ટુંકા હતા, બિલકુલ વધતા નહોતા. ધુપેલ તેલ નાખ્યું તોપણ ફાયદો ન થયો. પાડોશીની પ્રેમકોર ભાભીજીએ કીધું કે આંમળાનુ તેલ વાપરો. તમે બજારમાંથી આંમળાનું તેલ લાવી પણ આપ્યું. પણ તદ્દન કચરો ! પૈસા પાણીમા !!! મારી બેને પછી આંમળાનુ તેલ કાઢી આપ્યું. અને જુઓ તેનો ફાયદો ! તમારી નજર આગળ જ છે. મારી બેન આહી રહેશે તો આપણને બધી રીતે ફાયદો છે. ખરૂં કે ની ?

તમને સીતાફળનું અથાણું કોણ જાણે કેવું દાઢે વળગ્યું છે, કે વખતો વખત મારી બેન પાસે જઈને કરાવવું પડે છે. આંહી

આપણી સાથે મારી બેન રહે પછી કાંઈ પીડા ! મારે પછી તેની પાસે જવાની કાંઈ જરૂર ?

કીકા મારી બેનને કોણ જાણે કેવો હેવાયો છે, કે તેના વિના ઘડીક પણ ન ચાલે. નરમદા તો મુઈ નિશાળેથી પરબારી તેની પાસે જ ચાલી જાય છે. આપણે આંહી નોકર-ચાકર નથી, કે હું રોજ ઉઠીને છોકરાંને તેડવા મોકલું ! બચારી મારી બેન, કે મારો ભાઈ, રોજ આંહી મૂકવા આવે છે. મારી બેન આંહી હોય, તો પછી કાંઈ પંચાત ખરી કે ?

તમારે આગળ ચાલીને મારી બેનને આંહી રહેવાનો આગ્રહ કરવો જોઈએ. શું-ઉં ? મારૂં કામ છે ? કેમ ? વળી એકું ખાધું ? હું બોલું છું, બકતી નથી. મારી બેન બચારી હવે જીવી જીવીને કેટલું જીવશે ? તેની સંભાળ........

[ મિ. ધીરજરામ ટીકા કરે છે કે-અત્રે તેણીનું હૈયું ભરાઈ આવ્યું, અને વૃષ્ટિ બંધ પડી.]

# નવીન વ્યાકરણ પદ્ધતિ

નરસિંહ મહેતો ગુજરાતનો 'ચૉસર' અને દયારામ 'બાયરન' ગણાય કે? કવિ દલપતરામ મોટા કે કવિ નર્મદાશંકર? સંસ્કૃતમય ગુજરાતી શુધ્ધ ગુજરાતી કહેવાય કે? જોઈએ છે કે જોઈએ છીએ, જાનવર ખરૂં કે જનાવર? —આવી ઝીણી ઝીણી બાબતો પર સાક્ષરશ્રીઓમાં રસાકસી ચાલે છે, ત્યારે મોટા વિષયો પર તેમનુ ધ્યાન ઓછું જાય છે.

આપણી ગુજરાતી ભાષા હજુ સંપૂર્ણ જણાતી નથી. આપણું વ્યાકરણ હજુ સંપૂર્ણ અપૂર્ણ છે. વિશેષણો અને ક્રિયા વિશેષણો સંપૂર્ણ ભાવદર્શક નથી, દાખલા તરીકે—'આપની તબીઅત કેમ?' 'ઠીક છે'—'સારી છે'—'બહુ સારી છે'—'ઘણી સારી છે'—'ઘણીજ સારી છે'—'સરસ છે'—'નરમ છે'—'મોળી છે'—'ખરાબ છે'—'ઘણી ખરાબ છે'—'ઘણીજ ખરાબ છે'—'એકદમ ખરાબ છે'—ઈત્યાદિ. ઈત્યાદિ. આ વિશેષણોથી તંદુરસ્તીનો ચોક્કસ અને પરિપૂર્ણ ખ્યાલ આવી શકતો નથી. 'તે લુચ્ચો છે'—'ઘણો લુચ્ચો છે'—'સૌથી લુચ્ચો છે' —'લુચ્ચાનો પીર છે'—'લુચ્ચાનો સરદાર છે'—એમ કહેતાં લુચ્ચાઈનો ચોક્કસ અંશ આપણે કહી શકતાં નથી. કોઈ કન્યાનું વેવીશાળ કરતાં પહેલાં તેના રૂપ વિશે પૂછાયતો—'રૂપાળી છે'—'ઘણી રૂપાળી છે' —'રૂપમાં શ્રેષ્ટ છે'—'રૂપમાં સર્વોત્તમ છે'—'રૂપમાં રંભા છે'—એ વગેરે બોલાય. કન્યાને નજરે નહીં જોનારને આ વિશેષણો કેવળ અર્થરહિત લાગે છે. કારણ મનુષ્યમાં કાંઈક કાંઈક ખામી તો

ઈશ્વરે રાખીજ છે, એટલે 'શ્રેષ્ટ કે સર્વોત્તમ' કહેવાય શકાય નહી. કહેવાતી 'રંભા' નું રૂપ નજરે દીઠા વગર 'રૂપમાં રંભા' નો ખ્યાલ શી રીતે આવી શકે ? જેથી તે વિશેષણ પણ અસત્ય છે. જેથી હિસાબી મગજવાળા પાસે કે— **सत्यान्नास्तिपरो धर्मः** સૂત્રના અભ્યાસી તથા પ્રેમી પાસે આવી અપૂર્ણ તથા અસત્ય ભાષા ચાલી શકે નહીં. તેમને તો ચોક્કસ પ્રમાણ જોઈએ. વિચાર ખરેખરા અને આબેહૂબ સમજ્યા વગર તેમને સંતોષ થાય નહીં. હાલનો જમાનો સુધારા વધારાનો છે. ભાષા સુધારણાની અગત્યતા તો આપણી સાહિત્ય પરિષદે પણ સ્વીકારી છે, આટલા માટે કોઈ સાક્ષરશ્રી આ બાબત ઉપાડી લઈ રસ્તો બતાવે તો બાપડી 'ગુર્જરી સાહિત્ય' ની સેવા બજાવી ગણાશે.

હું પણ આવા ઉંડા વિચારવમળમાં અટવાઈ ગયો. સાહિત્યની સેવા બજાવવાની મને હોંશ થઈ. ગુજરાતી માગધીમાથી ઉતરી છે, માટે પ્રથમ માગધીનો અભ્યાસ કરૂં, પણ માગધીનો પુસ્તક ભંડાર પાટણમાં છે. પુસ્તક ભંડારમાં સાંભળવા પ્રમાણે ઉદ્ધઇ લાગી ગઇ છે, અને જો ઉદ્ધઈ કાઢવા જાઉં તો **अहिंसा परमोधर्म** ના મહાન સૂત્ર વિરુદ્ધ કૃત્ય થવાનો દોષ લાગી જાય, એટલે તે વિચાર માંડી વાળ્યો. માગધી અને પાલી-ભાષા સગી બહેનો છે, જેથી પાલીભાષાથી પણ કામ સરે તેમ છે. બૌદ્ધધર્મનુ ધામ ચીનમાં છે. ચીન દેશ ઇતિહાસમાં ઘણો જ પ્રાચીન છે. તેની ભાષા પણ પ્રાચીન તથા શુદ્ધ પ્રણીત છે. માટે ચીનાઈ-ભાષા પહેલાં શીખવી જોઈએ. ચીનાઇભાષાના ખરાં 'સાવા' યાને પંડિતો ટીબેટના લામાઓ છે, માટે ટીબેટ જઇને વિદ્યા સંપાદન કરૂં, પણ દુર્ભાગ્યે લામાના જીવ હમણાં ઠેકાણે નથી. ટીબેટનો રાજદ્વારી મામલો બગડયો છે, અને વખતે લડાઈ જાગે તો નાહક જીવ જોખમાઇ જાય !

આમ તર્કવિતર્ક થતા હતા, ત્યાં-એક દિવસ 'ધનુષ્યબાણ' દૈનિકપત્રમાં નીચલી જાહેર ખબર વંચાવામાં આવી:—

---

## પ્રૉફેસર સુગાપ્પા મુસ્તફા મુદલિયાર

પ્રાચીન તથા અર્વાચીન શાસ્ત્રાધારે મસ્તક
પરીક્ષક તથા માનસિક લક્ષણ ચિકિત્સક.

જર્મનીથી હમણાં જ આવી માત્ર એક
અઠવાડિયું રોકાઇ જાપાન ઉપડી જશે.

**મેળાપનો સમય:—** સાંજના ૬ થી ૮ સુધી.

**ઠેકાણું :—** નં. ૮૬—૮૭ ભોઇવાડા ચોથીગલી.

---

કાંઇક કાંઇક નવું જૂનું જોવા જાણવાનો, સાચું ખોટું પારખવાનો તથા તેમાંથી સત્ત્વ ખેંચવાનો અને ઘણો જ શોખ હોવાથી પ્રૉફેસરનો આવો ઉમદા લાભ લેવા મેં ધાર્યું. માથા ઉપરના વાળ વધી ગયા હતા, એટલે વખતે પ્રૉફેસરને અગવડ પડશે; એમ ધારી અડધું માથું બોડાવી નાખ્યું અને ટ્રીમ ટ્રાક થઇને મેળાપને માટે દૈનિક પત્રમાં જણાવેલ ઠેકાણે જવા નીકળ્યો. ગલીની અંદર તથા આસપાસ ઘણાં આંટા માર્યા, પણ પત્તો લાગ્યો નહીં. મને લાગ્યું કે જર્મની જઇ આવેલા પ્રોફેસર આવી પાંજરાપોળમાં રહેતા ન હોય ! પણ 'અધિપતિ—રાજે' રખે એકની જાહેર ખબરનુ ઠેકાણું બીજામાં ભૂલથી છાપી દીધુ હોય ! અને પ્રૉફેસરનું ઠેકાણું રખે વાલકેશ્વર કે મરીન ડ્રાઇવ હોય ! આમ વિચાર કરતો કરતો આંટા મારતો હતો, ત્યા પીરમિંયા તેલીની ઘાણી પાસે ગલીમાં ભોંયતળીએ એક પાટિયું જોવામાં આવ્યું. પ્રથમ તો બરાબર સૂજ્યું નહીં, પણ પાસે ગયો તો પાટીઆ ઉપર માથાની ખોપરીનુ ચિત્ર જોયું,

અને ખોપરી ઉપર જુદા જુદા લીંટાકરી ચાલીસ ભાગ બતાવ્યા હતા. તે નીચે પ્રોફેસરનુ આબાદ નામ હતું.

બીતો બીતો ઓરડીમાં દાખલ થયો. બહારના તેજથી આંખે અંધારા આવી ગયેલાં, એટલે પ્રથમ તો મને શૂન્ય લાગ્યું. ત્યાંજ–'આઈએ–આઈએ–તશરીફ લાઇએ'–એવા શબ્દો મારે કાને અથડાયા. ધીમે ધીમે આંખ ઓરડીમાં ઠરી, ત્યારે એક ઝાંખો દીવો જોયો. એક હબશી વર્ણો માણસ ધાસલેટના ખોખાંથી જડી લીધેલ ખુરશી ઉપર બેઠો હતો. મુછ કે દાઢી કાંઇ નહોતી, અને મોઢું લાસું તેજ મારતું હતું, એટલે જો માથે મધરાશી ધાટનો સાફો તેણે ન બાંધ્યો હોત તો ચોક્કસ ઓરત છે, એમ ભૂલ ખાઇ જાત.

મેં પૂછ્યું–'આપ પ્રૉફેસર છો કે ?' 'જી. હાં. કેમ શેઠ ! આપને માથું તપાસાવવું છે ?' તેણે ગુજરાતીમાં જ બોલવા માંડ્યું, તપાસાવવું કે ન તપાસાવવું એ વિશે મારા મનમાં તર્કવિતર્ક થવા લાગ્યા, પણ લૂંટાયા પછી ભય શાનો, એમ છેવટે મનવાળી 'હા'–એમ જવાબ દીધો. એટલે તેણે હસીને મને ખુરશીએ બેસવા ઇશારત કરી. ફીનો રૂપીઓ એક માગ્યો, તે મેં રોકડો ચૂકવ્યો. મારે માથેથી ટોપી ઉતરાવી, અને પોતે ખુરશી પાછળ ઉભો રહી મારા તાલકા ઉપર બંને હાથનાં આંગળા મૂકીને એક મિનીટ સુધી દાબદુબ કરીને પછી પ્રૉફેસર બોલ્યા કે–'તમારામાં પિત્ત તથા વાયુનું જોર વધારે છે' 'વાઇડાયનું જોર વધારે છે ?'–મેં પૂછ્યું. પણ પ્રૉફેસર મહાન તપાસમાં પડ્યા હતા, અને મૌનવ્રત્ત ધારણ કર્યું હતું. નજીકમાં એક ટેબલ ઉપર બે ચાર જરીપુરાણાં પોથાં થોથાં તથા ટીપ્પણાં, અને થોડાંક ફૉર્મ પડયાં હતા. તે ફૉર્મ ઉપર પ્રૉફેસર લખ્યે જતો હતો.

તપાસની દરમ્યાન પ્રૉફેસરે મને કહ્યું કે–'તમારા માથાના વાળ ધોળા થતા જાય છે, અર્ધા માથામાં ટાલ પડી ગઇ છે; અને ટુંક

સમયમાં બાકીના વાળ પણ ખરી જવા પૂરો સંભવ છે. માટે વડોદરાવાળા જી. એમ. હકીમનો કેશ વર્ધક કલપ વાપરો. હું તેનો ટ્રાવેલિંગ એજન્ટ છું.'—એમ કહી પોતે કાગળમાં છાપેલ એક જાહેર ખબર વાંચવા આપી, તથા પોતાની બેગમાંથી એક નાની શીશી કાઢીને મારા હાથમાં મૂકીને કહ્યું કે-'કિંમત માત્ર છ આના ચોવીસ કલાકમાં ફાયદો ન થાય તો પૈસા પાછા.' શીશીની ભલામણ કરતાં પ્રોફેસરે આગળ લંબાવ્યું કે—'વાપરવામાં ઘણી જ સંભાળ રાખવાની છે. હાથમાં મોજાં પહેરી કલપ ચોપડવો. કારણ ઉઘાડે હાથે કલપ લગાડવાથી હાથનાં આંગળાં ઉપર વાળ ઉગી જવાના કેટલાક કમનસીબ કિસ્સા બની ગયા છે'

પછી પોતે ટેબલ ઉપર પડેલ ફોર્મમાં બાકીનું લખવાનું પૂરૂં કરી, તે ફોર્મ મારા હાથમાં મૂકયું. નીચે પ્રમાણે ફોર્મ હતું:—

---

**ફોર્મ નં. ૨૦૭૦૭૫**

## પ્રોફેસર મુગાપ્પા મુસ્તફા મુદલિયાર

પ્રાચીન તેમજ અર્વાચીન શાસ્ત્રાધારે મસ્તક પરીક્ષક, તથા માનસિક લક્ષણ ચિકિત્સક, તથા વડોદરાવાળા જી. એમ. હકીમના કેશ વર્ધક કલપના ટ્રાવેલિંગ એજન્ટ.

[ **મિંયાગામ** અને **વડોદરા** વચ્ચે ]

ગૃહસ્થનું નામ: રા. રા ભોળાભાઇ ભટાકજી

સ્વભાવ: પિત્ત તથા વાયુ

| | | | |
|---|---|---|---|
| માથાનુ માપ | ...૧૧ | સ્વમાન .. | ... ½ |
| ચંચળાઇ ... | ... ૩ | ઉદારવૃત્તિ ... | ...૧૨ |
| શંકા ... | .. ૧ | હસમુખાઇ ... | ... ૧ |
| અનુકરણ શકિત | ...૧૧ | ભાષાજ્ઞાન .... | ...૧૨ |
| શ્રદ્ધા ... | ...૧૨ | દૃઢતા ... | ... ૨ |

આશા ... ... ૧૦

તપાસ્યાની તારીખ ૩-૧૦-૧૯૪.

હું આ ફોર્મ ગમારની પેઠે જોયા કરતો હતો. દરમ્યાન પ્રોફેસર સાહેબ નાની ખલેચીમાં હાથ નાખી, તમાકુ કાઢી ચુનો ભેળવી, હાથવતી ટપાક દેતે તાળી દઇ, મેળવી, મોઢામાં ફાકડો મારી ગયા. પછી મેં ફારમ સબંધી ખુલાસો માગ્યો. 'ખુલાસો સુતરો છે.' તમાકુના કુચા તથા થુંક ભરાવેલ મોઢામાંથી પ્રોફેસર બોલ્યા—'આંક ૧૨ વધારેમાં વધારે પ્રમાણ દર્શાવનારો છે, જ્યારે આંક ૧ ઓછામાં ઓછું પ્રમાણ બતાવે છે. દાખલા તરીકે—એક માણસમાં સામાન્ય ઉદાર વૃત્તિ હોય, તેટલી તમારામાં જોવામાં આવે છે, માટે ઉદાર વૃત્તિનો આંક ૧૨ બતાવ્યો છે. તમને તમારૂં માન ઘણું ઓછું જણાય છે, માટે સ્વમાન ૧. તમારામાં શ્રદ્ધા ઘણી છે. ખરૂં કે નહીં ? માટે શ્રદ્ધા ૧૨. સમજ્યા ?'

હું સમજ્યો ! ! મારે હવે ટીબેટ જવાની કશી જરૂર નથી એમ હું સમજ્યો ! ઘણું જીવજે પ્રોફેસર ! તારા ફારમે મહાન શોધનો રસ્તો મને બતાવ્યો. એકદમ ઓરડીમાંથી ઉઠીને ચાલવા માંડયું. પ્રોફેસર મારી વાસે હાંક મારતા દોડયા કે—'આ રૂપીઓ ખોટો છે, બીજો લાવો. શીશીના ૭ આના બાકી છે.' પણ હું તો દોટ મૂકીને દોડયો. તેમાં પગથિયાં ઉપર લથડિયું ખાતાં હાથમાંથી શીશી હેઠળ પડતાં તેમાંથી કિંમતી દવા ઢોળાઇ ગઈ. [પાછળથી ખબર પડી કે, જ્યાં દવા ઢોળાઇ હતી તે જગાએ જમીન ઉપર ચાર ચાર ઇંચ લાંબા વાળ ઉગી ગયા હતા, અને માળવાળા લોકો ચોમાસામા પગ લૂછવાના બ્રશ તરીકે તે વાપરે છે.']

હું શ્વાસભેર મારે ઘેર પહોચ્યો, અને પરબારો મારા અભ્યાસના ઓરડામાં ખુરશી ઉપર જઈને બેઠો, અને ટુંક વખતમા 'નવીન વ્યાકરણ પદ્ધતિ'નો લેખ તૈયાર કર્યો. પ્રમાણ દર્શક વિશેષણ અને ક્રિયા વિશેષણની સમજ તેમા આપવામાં આવી છે. પદ્ધતિ બહુ જ સરળ અને બે બોલમાં સમજાય તેવી છે. પહેલાં આટલું

તો ચોક્કસ છે કે–' આંકડા ખોટું બોલતા નથી.' મનુષ્યના લક્ષણ જેવા કે–રૂપ, ગુણ, હિંમત, જોર, ડહાપણ, જ્ઞાન વગેરે વગેરે છે, તેનું વધતામાં વધતું [Maximum] માપ ૧૦૦ રાખીએ, અને ઓછામાં ઓછું [Minimum] ૧ રાખીએ. એટલે આંક ૧૦૦ સંપૂર્ણતા ભાવ દર્શાવનારો અને આંક ૧ શૂન્યતા ભાવ દર્શક સમજવો.

હવે એ આંકને વધતા ઓછા પ્રમાણમાં વિશેષણોની સાથે લગાડવાથી આપણે જેવો જોઈએ તેવો ખરેખરો ભાવ બતાવી શકીશું, અને આંપણને સત્ય બોલવાનો મહાવરો પડશે. દાખલા તરીકે–એક ઘણો સાધારણ સવાલ–' આપની તબીઅત કેમ છે ?'–એમ પૂછાય ત્યારે–' બહુ સારી છે–મજેની છે '–અગર તેવું મોઘમ ખોટું બોલવા કરતા, તમારા મનમાં તબીઅતની સંપૂર્ણતાનો આંક ૧૦૦ અને શૂન્યતાનો આંક ૧ ગોખી રાખી, તબીઅત સારી હોય તો, તેનું પ્રમાણ ધ્યાનમાં લઈને કહી દેવુ કે—'થેંકયુ, આજે ૬૫ છે.' '૭૯ છે.' કે–'૮૮$\frac{1}{2}$ છે.' નબળા હો તો નબળાઈનુ પ્રમાણ ધ્યાનમાં રાખીને કહેવું કે —' દીલગીર ' છું. ૩૭ છે.' ' ૨૨$\frac{3}{4}$ છે.' આંક ૧ તો છેલ્લે ડચકેજ માત્ર વાપરવાનો છે. આ રીતે તબીઅતના સમાચાર પૂછનાર ગૃહસ્થ તમારી શારીરિક સ્થિતિનો કેવો ચોક્કસ ખ્યાલ બાંધી શકશે ! તમારી તંદુરસ્તીનું કેવું ચોક્કસ પ્રમાણ જાણી શકશે !

આ પદ્ધતિનો ઉપયોગ આપણા વ્યાકરણમાં, આપણા ભાષણમાં, આપણા સાહિત્યમાં કરવાથી આપણે ખરેખરા સત્ય પ્રેમી બનશું, અને ગણિતશાસ્ત્રીઓ કે વિજ્ઞાનવેત્તાઓ આપણી પ્રશંશા કરશે. આ પદ્ધતિનો ઉપયોગ તમામ વિષયોમાં લેવા જેવો છે. માત્ર રાજકીય વિષયમાં સત્યતાનો કાંઈ ધડો કે માપ હોતું નથી, એટલે આ પદ્ધતિ તેમાં નકામા જેવી છે. બાકી સાહિત્યમાં તો આ નૂતન પદ્ધતિ સત્તર આના કામ કરે તેવી છે.

નીચલુ દ્રષ્ટાંત આ પદ્ધતિ પ્રમાણે છે :-

શહેરમાં સાઇકલનો શોખ ૭૫ વધી ગયો હતો. જ્યાં જૂઓ ત્યાં સાઈકિલસ્ટો નજરે પડતા હતા. તેમાં વળી કેટલાક રસ્તા ૮૫ સાંકડા હતા, એટલે બાપડા રાહદારીઓ કચડાભચડીમાં આવતા હતા.

શહેરમાં એક ૮૭½ જાડો માણસ હતો. તેને રસ્તા ઉપર ચાલતા ૯૭ મુંઝવણ પડતી હતી. કારણ તે ચાલતો ત્યારે રસ્તો ૯૪ રોકાઇ જતો હતો એટલે સાયકલો તેના શરીર ઉપર ભટકાતી. આથી કરીને રાતની વખતે તે જાડો માણસ પોતાની છાતી ઉપર બત્તી લટકાવીને ચાલતો કે સાયકલ તેના ઉપર અફળાય નહી એટલું છતાય સાયકલવાળા, તે ફાનસને સામેથી સાયકલ આવે છે એમ દૂરથી ધારી આડા તરવા જતા, તો બાપડાના હાથ કે પડખામાં અફળાતા; એટલે તે શખ્સે હવે પોતાના બેય હાથમા એકેક ફાનસ બાધીને ફરવું શરૂ કર્યું.

એક ૯૮½ અંધારી રાત્રિએ [અગર એક ૧½ ઉજળી રાત્રે] જ્યારે મ્યુનિસિપાલિટીના ફાનસો ભર નિદ્રામાં હતા, તેવે સમયે આ ૮૭½ જાડો પુરુષ દસ્તુર મુજબ બેય હાથે ફાનસ બાંધીને એક ૯૦ સાંકડી ગલીમાથી પસાર થતો હતો, તેવામાં સામેથી એક સાઇકલ દેખાણું. બીજી કોર સાયકિલસ્ટે, સામે બે દીવા જોઈને બે સાયકલો આવે છે એમ ધારી, તે બંને વચ્ચમાથી પસાર થવાનું સલામત માન્યું. અને તેમ કરતાં ૧૦૦ જોસથી તે બિચારા જાડા માણસની છાતીમા ભડાક દેતે ભટકાણો. સાયકલના ચૂરેચૂરા. સાયકિલસ્ટને ૫૬½ વાગ્યું. જ્યારે તે જાડા માણસને માત્ર ૯¾ ઇજા થઇ વગેરે.

વાત તો ઘણી લાંબી અને અતી રસિક છે, પણ આટલેથી અટકાવું છું; કારણ તે સાયકિલસ્ટ તથા જાડા માણસે પોલીસ-

કોર્ટમાં કેવા કેસ માંડયાં, કેવી રીતે કોર્ટમાં ધારાના હિમાયતીઓની દલીલો તથા કાયદાની તકરારો ચાલી, અને 'Contributary negligence 'ના મુદ્દા ઉપર કોર્ટે સાયકિલસ્ટને કેવી રીતે ડીસ્ચાર્જ કર્યો, જ્યારે બાપડા જાડા માણસને 'Illegal obesity' યાને 'ગેરકાયદેસર ભંભોલત્ત્વ'ના ગુન્હાનો તકસીરવાન ઠરાવી કોર્ટે તેનો કેવી રીતે દંડ કર્યો, તે વગેરે કથા પૂરી વર્ણવવાથી બે વોલ્યુમ ભરાય તેમ છે.

મુદ્દે—પદ્ધતિના ઉપયોગ અર્થે આટલું દૃષ્ટાંત બસ છે નવીન વ્યાકરણ પદ્ધતિ પ્રસિદ્ધ થવામાં ઢીલ થઇ છે. કારણ પેલા ૧૦૦ લુચ્ચા પ્રોફેસર મુદલિયારે મારા સામે પોતાની કેશવર્ધક કલપની શીશી ચોરી જવાની ફરિયાદ માંડી છે, અને તે કેસ આજકાલ બોર્ડ ઉપર આવનારો છે. કેસમાંથી ફારક થયે ઉંચા ટાઇપવાળા છાપખાનાવાળાને છાપવાનો ઓર્ડર આપવામાં આવશે. માટે સીલબંધ ટેન્ડરો રૂપિયા ૦/૧ ના ચેક સાથે તા. ૧ લીની અંદર મોકલી દેવા. ઓછા ટેન્ડરો સ્વીકારવાને અમો બંધાતા નથી.

સાહિત્ય પરિષદના સેક્રેટરીઓ તથા મોટા મોટા રાજ્યોના કેળવણી ખાતાના વડાઓ સાથે સંદેશા ચાલે છે, અને કેળવણી ખાતામાં આ પદ્ધતિ મંજુર થવાની ૧૦૦ વકી છે. માટે પ્રકાશકો તથા બુકસેલરોને આગમજથી નામ નોંધાવવાની ખાસ ભલામણ છે, નહિંતર બીજી આવૃત્તિ સુધી રોકાવું પડશે. એડીટરાચાર્યોને સારી નોટ લેવાની શરતે જ એક એક પુસ્તક ભેટ આપવામાં આવશે. શાળાના મહેતાજીઓને પણ પોતાના ઉપરીનું સારી ચાલનું સર્ટિફિકેટ રજુ થયે એક ચોપડી મફત દેવાનો વિચાર કરવામાં આવશે. વિદ્યાર્થીઓને મફત આપવાનો વિચાર માંડી વાળ્યો છે, કારણ વગર મૂલ્યે આવી ઉમદા પદ્ધતિનો લાભ વિદ્યાર્થી લઇ જાય તેવી મફત પ્રાથમિક કેળવણીની અમે વિરૂદ્ધ છીએ.

તા. ક. લખવાને દીલગીર છું કે— 'ધનુષ્યબાણ'ના અધિપતિએ આ લેખ વાંચીને મને હળવેથી કાનમાં કહ્યું કે–'જો સરસમાં સરસ આર્ટિકલની કિંમત ૧૦૦ ગણાતી હોય તો આ લેખની કિંમત આશરે ૧૩, અને જો મૂર્ખાઇની હદ ૧૦૦ હોય, તો આ ૮૬ ની આજુબાજુ છે.' આ ટીકા મને જરા નિરાશા ઉપજાવે છે ખરી, પણ મારી પદ્ધતિનો ઉપયોગ આવી રીતે પણ થાય એ ખ્યાલ મને મુબારકબાદી આપનારો છે. મેં જવાબમા એડીટર સાહેબને જણાવ્યું કે–'આ પદ્ધતિની ગેરહાજરીમાં તમે આવો સાચો પણ શુદ્ધ ખ્યાલ સાદી ભાષામાં શી રીતે બતાવી શકત વારૂ?'

# આનું નામ તે—અધિપતિ!

'ધનુષ્યબાણ' પત્ર શરૂઆતમાં વાર્ષિક, તેમાંથી ત્રિમાસિક, બાદ માસિક, પછી પખવાડિક, અને છેવટે 'ધનુષ્યબાણ કંપની લિમિટેડ' થઇ દૈનિક પત્ર નિકળતું થયું, ત્યારથી પ્રજામાં આજે ભારે ટંકાર કરી રહ્યું છે.

'ધનુષ્યબાણ પત્ર'ના અધિપતિ એક વર્ષની રજાએ જતાં કંપનીની બોર્ડે મિ. પુનમચંદ ઘીઆની તે જગ્યાએ નિમણુંક કરી.

મિ. પુનમચંદે આવી પોતાની જગ્યાનો ચાર્જ લીધો. વિશાળ મકાન તથા તેમાં તંત્રીનો સુંદર ઓરડો, તેની અંદર ઉંચા પોલિશનું મોટું વિમ્બ્રિજની બનાવટનું ઓફીસ ટેબલ, બેન્ટવૂડની રિવોલ્વિંગ ખુરશી, રિવોલ્વિંગ બુકકેસ, મખમલના સોફા, ઇલેક્ટ્રિક પંખો, ઇલેક્ટ્રિક બત્તી, જુદા જુદા પુસ્તકોથી ભરચક સુંદર કબાટો ઇત્યાદિ ગોઠવણ જોઈ મિ. પુનમચંદ ખૂશખૂશ થઇ ગયા, અને મન સાથે બોલ્યા કે—

'હે દીનદયાળ! કેવી કંગાળ સ્થિતિમાંથી રફતે રફતે કેવી સુખની ટોચે ચઢ્યો છું. નાનપણમાં આદમજી તેલીને ત્યાં મહેતાગીરી કરી. પછી વૈદશાસ્ત્રીને ત્યાં રહી વૈદક ધંધો શીખી દરાજ તથા ખસનો મલમ શોધીને નામ કાઢયું. ત્યાંથી સટા બજારમાં નસીબ અજમાવ્યું. શેર બઝારમાં ઝંપલાવ્યું. તેમાં પાંચ પૈસો ભેગો થયો, અને પરમાત્માની કૃપાથી સોના, ચાંદી,

હુંડિયામણ, તથા સ્થાવર મિલ્કતના દલાલ થયા. તેમાં ભાઈઓની મહેરબાનીથી આબરૂ મેળવી. બાદ ઘીનો જથ્થાબંધ વેપાર ખેલ્યો અને હજુ ચાલે છે. છેલ્લે સાહિત્ય શિક્ષણશાળામાં અભ્યાસ કરીને 'સબ બંદરકે વેપારી' બની, આખરે આવા ધરખમ દૈનિકપત્રની ઓફીસમાં જોખમી હોદ્દો ડિરેકટર મિત્રોની મહેરબાનીથી મેળવવા નસીબવંત થયો છું.'

'સાહેબ! આજની ટપાલ!' પટાવાળે કોથળામાંથી જુદા જુદા પરબીડિયાં કાઢી, ટેબલ પર ગોઠવી સલામ ભરીને કહ્યું.

'અલ્યા! 'શેઠ' કેમ કહેતો નથી? અને 'સાહેબ' કહે છે! 'સાહેબ' તો ગોરા લોકને કહેવાય.'

'નહીંજી. અધિપતિ સાહેબને અમે મોટા સાહેબ કહીએ છીએ.' પટાવાળે નમીને જવાબ વાળ્યો.

મિ. પુનમચંદ પોતાના હોદ્દાની મોટાઈ વિષે મનમાં હરખાતા ટેબલપરના પત્રો એક પછી એક ફોડી નજર તળે કરવા મંડયા. કોઇ કવર પર બોકસ નં. ૨૦ C/o. 'ધનુષ્યબાણ,' તો કોઈ પર બોકસ નં. ૭ 'ધનુષ્યબાણ'– એવા વિચિત્ર શિરનામા નવા તંત્રીએ વાંચ્યા.

'અલ્યા! આપણે ત્યાં કોઇની પેટીઓ રહે છે કે શું?' તંત્રી સાહેબે ચશ્મો ઉંચો કરીને, પટાવાળાને પૂછ્યું.

'જી, ના, સાહેબ!'

'ત્યારે આ પત્રના રીપોર્ટરો હોય છે કે શું?'

'જી, હા, સાહેબ.'

'વારૂ. ત્યારે આવી સંજ્ઞાથી રીપોર્ટરો કાંઇક ગોલમાલ કરતા હોવા જોઇએ.'—એમ મિ. પુનમચંદે અનુમાન કર્યું, અને એક પત્રનું કવર ફોડતાં નીચે પ્રમાણે વાંચવામાં આવ્યું

'બોક્સ નંબર ૭,
આપની જાહેર ખબર પ્રમાણે પાંચ
હજાર રૂપિયા ધીરવા તૈયાર છું.
મળો રાત્રે આઠ વાગ્યે નંબર ૨૭.
ડોકા મરડી.'

'મારૂં અનુમાન આબાદ ખરૂં પડયું. રીપોર્ટરો 'ધનુષ્ય-બાણ'નો આવી રીતે લાભ લ્યે અને એક બીજા વેપારમાં ગુંથાય અને દલાલી ખાઈ જાય એ હવે મારા વખતમાં નહીં ચાલે. હું એ રીત સદતર બંધ કરીશ અને નીતિનો પાઠ બરાબર શીખવીશ. અને 'ધનુષ્યબાણ' તેનો મોભો ખરેખરો જાળવીશ.'

મિ. પુનમચંદ એ ફોડેલ પત્ર પ્રત્યે સ્વગત ભાષણ કરતા હતા. દરમ્યાન એક વહોરાજીએ કંઇક બંડલ સાથે ઓફીસમાં પ્રવેશ ન કર્યો હોત તો એ પ્રવચન હજુ લંબાત.

'સેથ ! આ આપના કાર્દનું બંદલ.'

'કેમ ! જાફરજી ! વિઝિટીંગ કાર્ડ લાવ્યા કે?' બંડલ છોડીને મિ. પુનમચંદે પોતાના નામના કાર્ડ છપાવ્યા હતા, તે પૈકી એક કાર્ડ જે નીચે પ્રમાણે હતું—

| **શેઠ પુનમચંદ ગ્રહણચંદ ધીઆ.** |
|---|
| તંત્રીઃ "ધનુષ્યબાણ" |
| એસ્ટેટ બ્રોકર–નોટ શેરના દલાલ. |
| પોરબંદરી ઘીના છુટક તથા જથ્થાબંધ વેપારી. |

તે કાર્ડ હાથમાં લઇને મિ. ધીઆ બોલ્યા કે—'કાર્ડની છપાઇ તો સુંદર છે, પણ 'શેઠ'ની જગ્યાએ 'સાહેબ'—એમ જોઇએ.

પણ વારૂ, હવે બીજીવાર કાર્ડ છાપવાનો ઓર્ડર આપું ત્યારે એ સુધારો અવશ્ય કરજો, સમજ્યા કે જાફરજી!'

'હા. જી. સેથ!'—કહી વહોરાજી બહાર નિકળી ગયા, અને એક બીજા ગૃહસ્થ ઓફીસમા દાખલ થયા, અને 'સાહેબજી!' કરીને અધિપતિના ટેબલ પાસે આવીને ઉભા.

મિ. ધીઆ ટેબલ પર નીચી મુંડીએ કાગળો વાંચવામા મશ્ગૂલ હતા, તેમાંથી એકાદ મિનીટ પછી માથું ઉંચું કરીને જવાબ વાળ્યો—'કેમ શેઠ! બેસોને! જુઓની! અત્યારે અમારે કામનો ઘણો બોજો હોય છે, માટે આપને જે કહેવાનુ હોય તે સત્વર કહી નાખો તો સારૂં.'

'હું તો માત્ર કાંઇ ફરમાશ હોય તો પૂછવા આવ્યો છું.' તે ગૃહસ્થે અજાયબી પામીને કહ્યું.

'શાની ફરમાશ?' મિ. ધીઆએ સવાલ પૂછ્યો. 'તમારી વખતે ભૂલ થતી હશે. નોટ-શેરનો કાંઇ ઓર્ડર હોય તો તે કામ હમણા મેં મારા ભાગીદારને સોપ્યું છે, માટે ત્યા જાઓ. બાકી ઘી સંબધી કાંઇ ઓર્ડર હોય તો ઘી કાંટે પેઢી પર જાઓ. હું તો હવડાં તંત્રીનું કામ કરૂં છું. આ-લ્યો-મારૂં કાર્ડ.'

'આપ મને ઓળખતા લાગતા નથી. હું આ પત્રનો મેનેજીંગ એડીટર છું. મારૂં નામ સુરજમલ્લ સુરતી...'

મિ. પુનમચંદ ખસિયાણા પડી ગયા. તેમની રીતભાતમાં એકદમ ફેરફાર થઇ ગયો. મિજાજ ગળી ગયો, અને પાધરાદોર બની ગયા.

'માફ કરજો સુરજમલભાઇ!' મિ. ધીઆ હસ્તધૂનની ક્રિયા કરતા બોલ્યા. 'મેં આપને બિલ્કુલ ઓળખ્યા નહોતા. આપને જોઇને મને ઘણો આનંદ થાય છે. આપની ખુરશી જરા

નજીક લાવોની! આપણ બંનેને લાગતું વળગતું છે, તે વિષય ઉપર આપણે વાત કરીએ. આ મહાન દૈનિકપત્રનુ હિત આપણા બંનેને હૈડે છે. તો પણ આ ખાતાના એક પ્રમુખ તરીકે મારે માથે ઘણું ગંભીર જોખમ લટકેલું છે. તેમાં આપે મદદ કરવી ઘટે છે. માટે પ્રથમ તો મહેરબાની કરીને મને સમજાવશો કે તંત્રી તરીકે મારે શું કામ કરવાનું છે? તંત્રીનું કામ કરવાની મને ઘણીજ હોશ અને હુલ્લાસ છે. પણ તે કામ કેવી રીતે કરવું?'

એક તંત્રી તરીકે શું શું ફરજો બજાવવાની છે, તે વિશે મિ. સુરજમલ્લ સુરતીએ સમજણ પાડવા માંડી; અને જો સબ એડીટર મિ. નીછાભાઇ નપોપલાએ ઓફીસમા પ્રવેશ ન કર્યો હોત તો વાતમા ને વાતમાં આખો દિવસ નિકળી જાત.

મિ. નીછાભાઇએ વાતમા ભંગાણ પાડયું. મિ. સુરતીએ મિ. નપોપલાની મિ. ધીઆ પાસે ઓળખાણ પડાવ્યા બાદ [૧] મુસોનુ રોમન સામ્રાજ્ય [૨] જાપાનમા બળવો [૩] ચીનમા પાકિસ્તાન [૪] બ્રિટીશ લશ્કરની બર્લિન પર ચઢાઇ [૫] કોંગ્રેસ-કોમ્યુનિસ્ટ પાર્ટીનુ વલણ [૬] સંસાર સુધારો [૭] હરિજનોદ્ધાર.- એ વગેરે સવાલો ઉપર 'ધનુષ્યબાણે' કઈ વલણ [Policy] અખત્યાર કરવાની છે, તે વિશે નવા તંત્રીને સબ એડીટરે પૂછ્યું.

'બે ત્રણ બાબતો સિવાય બીજા સવાલો વિશે મેં હજુ કાંઇ ચોક્કસ નિર્ણય કર્યો નથી,' નવા તંત્રીએ મત આપ્યો. 'મારા નમ્ર અભિપ્રાય મુજબ આપણી મહાસભાને હજુ સુધી ખરો રસ્તો મળ્યોજ નથી. 'ઉદ્ધત' અને 'વિનીત' એ બે પક્ષો કરીને શું કાદો કાઢવાનો છે! 'સ્વરાજ્ય'નો બડબડાટ કર્યા કરે છે, પણ આઝાદીનું રહસ્ય સમજવા જેવું મોટું અને મજબૂત મન થયું છે કે? તે પ્રથમ નક્કિ કરવું જોઇએ. મન કયારે મજબૂત થાય કે જયારે તન આરોગ્ય હોય ત્યારે. તનની મજબૂતી માટે પૌષ્ટિક

અન્ન ખાવુ જોઇએ. મેં નક્કિ કર્યું છે કે ‘ઘી’ જેવો પૌષ્ટિક પદાર્થ એક પણ નથી. માટે જ્યા સુધી ‘ઘી’ છૂટથી નહીં વપરાય ત્યાં સુધી શરીરમા કૌવત મળવાનું નથી. અને નાતવાન શરીરમા મજબૂત મગજની આશા રાખવી વ્યર્થ છે. કેમ ખરૂ કે નહી સુરજમલભાઇ? નીછાભાઈ! ઘીથી થતો રાષ્ટ્રોદ્ધાર—એ આજનો મારો અગ્રલેખ તૈયાર કરૂં છું.’

‘સંસાર સુધારો’ એનો અર્થ એટલોજ સમજાય છે કે આપણો સમાજ બગડેલો છે, એમ આપણે આગળથી માની લઈએ છીએ. આર્ય દેશની રૂઢિ શુદ્ધિ બુદ્ધિ અનુપમ અચલિત અકલિત છે. તેમાં સુધારાની જગ્યા જ કયા છે? આપણે પૂર્વ કાળમા ઘણું ચાલી ટોચે પહોંચી ગયા છીએ, એટલે હવે થાક લેવાની સંપૂર્ણ જરૂર છે. બીજી પ્રજાની નકલ કરી આપણી અધમતા બતાવવા જેવુ છે. જાપાન ભલે પાશ્ચાત્ય પ્રજાનુ અનુકરણ કરી હાલની મોટાઇ-એ પહોંચ્યું હોય. પણ તેથી શું? મેં હમણાજ વાચ્યું છે કે, સ્કોટલાંડમા ‘આર્કોના’ નામનુ સંસ્થાન સ્થાપવામા આવ્યું છે. આ સંસ્થાનવાસીઓ કૃત્રિમ જીંદગી વર્જ્ય કરી કુદરતની રહેણીકરણી પસંદ કરે છે. શરીરને સૂર્યનો પ્રકાશ [ Sun bath ] તથા હવા જેમ બને તેમ પુષ્કળ મળવાથી આરોગ્ય બને છે, એવું સિદ્ધાત તેમને ગળે ઉતર્યું છે. અને તે ધોરણે તેમના નાના છોકરાઓને ‘સૂર્ય સ્નાનીઓ’ [ Sun bathers ] બનાવ્યા છે. આપણે ત્યાં તો દસ બાર વર્ષના છોકરાંઓ નાગા ફરવાની રીત તો અનાદિ કાળથી પ્રચલિત છે. તે આર્ય નીતિ રીતિનુ ઉલટા પશ્ચિમના લોકો હવે અનુકરણ કરવા લાગ્યા છે. એમ તો આફ્રીકાના જંગલી હબ્સીઓ નાગા ફરે છે, પણ તેથી શું? તેમનો રિવાજ તો આપણે ધિક્કારીએ છીએ. એટલે જે નીતિ રીતિ સુધરેલી પ્રજા પણ ગ્રહણ કરવા લાગી છે, તે નીતિ રીતિવાળા દેશોમા હવે સુધારો શાનો?’

જર્મનીના સરમુખત્યારે હમણાં જ કિંમતી ભાષણ આપ્યું છે કે, સ્ત્રીઓએ ઘરમા રહી પોતાના બચ્ચાં ઉછેરવા તથા ઘરકારભાર ચલાવવામાં મસ્ગૂલ રહેવું. બાકી જાહેર જીદગીમા સ્ત્રીઓએ બિલકૂલ માથું મારવાનું નથી. સરમુખત્યારના એ ઉદ્દગારનો ગમે તે હેતુ હોય, પણ આપણે તો એ તાત્પર્ય કાઢવાનું છે, કે એ નીતિ રીતિ આર્યાવર્તમાં મનુ મહારાજના સમયથી ચાલી આવે છે. આર્ય સ્ત્રીઓ કોઇપણ પ્રકારે માથું ઉચું ન કરે તેને વાસ્તે આપણા વડવાઓએ ઘણી જ કાળજી રાખી છે. આપણી સાસુઓ તથા નણંદોએ પહેલેથી જ શાસનદેવી સુર્પણખા અને હેડંબાનું રુપ ધારણ કર્યું છે. આવા આર્ય દેશમાં 'સંસાર સુધારો' એ સિહને ગધેડાનું ખોળીયું પહેરાવ્યા બરાબર છે. તેને બદલે મિ. નપોપલા! 'સંસાર કુધારો' એવું હેડિંગ રાખો તો સારૂં. આપણી નીતિ રીતિમાં ફેરફાર કરવાને કોઈ માથું મારે તેને સખ્ત ચિમકી લગાવો. 'ઘેર બેઠા ગંગાજી' એવી આપણી કહેવત મુજબ ખરી ગંગાજી મૂકીને ચારસે હિન્દુઓ ટેમ્સનુ જળ પીવા તૈયાર થયા તેને હડધૂત કરો. મારી માસીના દીકરાને બે બૈરીઓ છતાં સાસુ વહુઓને કજીઓ થયો, એટલે માસીબાએ ત્રીજી બૈરી કરાવી, તેને કુધારાવાળા નાતબહાર મૂકવા તૈયાર થયા, તેમને 'અનેક પત્નિત્વ [ Poligamy ] નું રહસ્ય શાસ્ત્રથી સમજાવી મુંગા કરી દયો તો ઠીક.'

આટલું ભાષણ થયું, ત્યાં સબ એડીટરો ઘેલાભાઇ ઘેવરિયા અને ગાંડાભાઇ ગગનગાંઠિયા રૂમમાં ધસી આવ્યા.

'સાહેબ! આજે 'કાળા વેપારી બજાર' વાળુ કોલમ ખાલી રહેશે તેનું શું કરવું?' મિ. ઘેલાભાઈએ તંત્રીને પૂછયું.

'કેમ?' તંત્રીએ સવાલ પૂછયો.

'ત્રણ રીપાર્ટરો માંદા છે.'

'માંદા છે? શું થઈ આવ્યું છે?'

'તે મેં કાંઇ પૂછ્યું નથી, પણ આધાશીશી ચડેલી હોવાનુ કહેતા હતા.'

'ત્યારે ઉંની ઉંની જલેબી ખાવાનું તેને કહો. અને મિ. ઘેવરિયા! જુવોની! પેલા ભારમલ તેજાવાળાએ હવડાં હાથરસ તથા ઇટાવાથી વેજીટેબલ ઘીની પેટીઓ મંગાવી છે. આપણી પાસે પોરબંદરી ઘીનો શુદ્ધ જથ્થો ઘણો મોટો પડયો છે, માટે તમે 'હાથરસ તથા ઇટાવાના ઘીથી થતી ધાલમેલ, તેથી તંદુરસ્તી પર થતો બગાડ, તે ઉપરથી લેવો જોઇતો ધડો, અને ના. સરકારે તેમાં ઘાલવો જોઈતો હાથ'—એવો એક આર્ટિકલ ધધડાવીને લખી નાખો તો સારૂં.'

'સાહેબ! 'આપણું સીને જગત' તે વિશે પત્રની પોલીસીમાં તો કાંઈ ફેરફાર કરવાનો નથી ને?' મિ.'ગાંડાભાઇએ તંત્રીને પૂછ્યું.

'હા. ઠીક યાદ આવ્યું. મિ. ગગનગાઠિયા! આપણે ત્યાં શેના શેના પાસ આવે છે?'

'ગવર્નરની લેવીના, મહાસભાના, કોન્ફરન્સના, એગ્ઝીબિશનના, નાટકશાળાના, સીનેમાના......'

મિ. ઘીઆ અધિપતિના હોદ્દાની મોટાઇનો પગલે પગલે ખ્યાલ કરતાં, મનમાં ફુલાઈ જતાં, વચ્ચે બોલ્યા કે, 'રેલ્વેના પાસ પણ આવે છે કે?'

'જી. ના.' મિ. ગાંડાભાઇએ કહ્યું.

'ઠીક – ત્યારે 'ગુજરાતી ભવાઇ મંડળી'ના 'ગજરામારૂ'ના નવા ખેલના તથા 'ત્રિવિષ્ઠપ મુવીટોન'ની 'લાસડિયાં' ફીલ્મના સારા સારા વખાણ કરજો. અને...અને મિ. ગગનગાંઠિયા.!'

'જી. સાહેબ.'

'મને તેના બે ફ્રી પાસ મોકલજો તો!'

ફોરમેન ખરસેદજી ખુંધા અંદર દાખલ થયો.

'જોન ડિકિનસન યંત્ર પર આજે બિલકુલ ચાલતા નથી.'

'હેં-એં-એં!' તંત્રીએ ભડકીને પૂછયું.

'કહો તો 'ચીનાઇ' ને ઉપયોગમાં લઇએ.'

'એટલે ?'

'પ્રિન્ટરો બધા નવરા નક્કામા બેસી માખો મારી રહ્યા છે. પત્ર પાછલી રાત્રે નિકળી શકશે કેમ ?'

'તમારે જાણવું જોઇએ'- મિ. ઘીઆએ હવે સિંહ ગર્જના કરી-'આળસને હું ધિક્કારૂં છું. જે જેનુ કામ હોય તેનેજ કરવાનું છે. એકના કામમાં બીજાને બિલ્કુલ ઉપયોગમાં લેવાનો નથી. જે કોઈ તીનપાંચ કરતું હોય તે ભલે નોકરી છોડી ચાલ્યો જાય, તેની પરવા નહી. નોકરોની બેઅદબી મારા વખતમાં નહીં ચાલે. યંત્ર પર ન ચાલતા હોય તેને દૂર કરો. સમજ્યાને ખરસેદજી !'

'બહાર ફેંકાવી દઉં?' ખરસેદજીએ હાથના ખભા હલાવીને પૂછયું.

'નહીં રે ઉલટા ફોજદારી ગુનામાં આવી પડીશું. ધકકે મારીને રજા આપી દયો.'

અત્યાર સુધી એડીટોરિયલ કાફલો મુંગા મુંગા સાંભળ્યા કરતો હતો, પણ આ છેલ્લા ધડકઘુજારાથી મેનેજીંગ એડીટર, સબએડીટરો, ફોરમેન તથા પટાવાળા એકબીજા પ્રત્યે આંખ મારવા લાગ્યા, તથા તમામ મુચ્છમાં હસવા લાગ્યા, તોપણ બિચારા પુનમચંદ ઘીઆને ખબર ન પડી કે, 'જોન ડિકિનસન' કે, 'ચીનાઇ' કાંઇ માણસો નહોતાં પણ 'કાગળો' હતા.

આ પ્રમાણે વાતવાતમાં વખત પસાર થવા લાગ્યો. મિ. ઘીઆએ જે હોદ્દો મેળવ્યો હતો તેની અગત્યતા તથા મોટાઈ દર મિનિટે તેને લાગવા માંડી, અને પ્રત્યેક ક્ષણે તેના ભભકા ભવાડાતુ તોર જોર ભોગવવા પોતાના સરખા લાયક નરને મોકલવા માટે મહાન નો ભાવથી પણ મુંગે મોઢે ઉપકાર માનવા લાગ્યા.

# અમારૂં નાક કપાઇ જાય

જ્યારે કોઇ પિતા, પોતાની બાર તેર વર્ષની શિશુવયની પુત્રીને પરણાવવા તૈયાર થતો હોય, અને આપણે તેને કહીએ કે--'ભાઇ આ બાળલગ્ન દેશને હિતાવહ નથી.' તો તે કહેશે કે—'કન્યાકાળ જવા દઉં તો 'અમારૂં નાક કપાઇ જાય.'

જ્યારે કોઈ મધ્યમ સ્થિતિનો કે નિર્ધન સ્થિતિનો માણસ પોતાના માતા કે પિતાનુ કારજ, કરજ કરીને પણ ઉજવવા તત્પર થતો હોય, ત્યારે આપણે તેને સમજાવીએ કે—'બાપુ! ઘર વેચીને તીરથ કરવું રહેવા દયો.' તો ટપ દેતે તે પ્રત્યુત્તર વાળશે કે-'એમાં ચાલે તેમ નથી, 'અમારૂં નાક કપાઇ જાય.'

જો કોઇ પુત્રીનું બાળપણમાં વેવિશાળ થયું હોય, અને પરણાવવાની ઉંમરે વર પ્રથમ દર્શનિક, માનસિક કે શારીરિક ખોડખાંપણવાળો માલુમ પડે, અને આપણે તે પુત્રીના પિતાને શિખામણ દેવા બેસીએ કે-'ભાઇ! આ બાળાને દેખી પાખીને આમ ખાડામાં ઉતાર નહીં, અને એવુ સગપણ રદ કર.' તો અવશ્ય તેના તરફથી ઉત્તર મળશે કે-'એવું મારાથી બની શકે નહીં 'અમારૂં નાક કપાઇ જાય.'

જો કોઇ વર દૈવયોગે પરણતાંજ મૃત્યુવશ થાય, અને આપણે કન્યા તથા તેના માવતર પ્રત્યે ઉંડી દીલસોઝી ધરાવીને

સલાહ દેવા લાગીએ કે–' બાપુ ! કન્યાનો કશોજ દોષ નથી. તેનું પુનઃ વેવિશાળ કરો. તો કન્યાના માવતરનું ઉલ્ટું દિલ કોચવાશે, અને સખેદ જવાબ વાળશે કે–' અરેરે ! એથી તો ' અમારૂં નાક કપાઈ જાય.'

તેજ પ્રમાણે મરણ પ્રસંગે રોવા–કુટવા પ્રત્યે પ્રતિષેધ દર્શાવી, તે દુષ્ટ રિવાજનો અટકાવ કરવા પ્રયત્ન કરીએ તો— ' અમારૂં નાક કપાઇ જાય '–એજ ઉત્તર મળશે.

ત્યારે—' અમારૂં નાક કપાઇ જાય ' એનો અર્થ શો ? જે કાર્ય કરવા, અગર નહીં કરવાથી જેનુ નાક કપાવાની ભીતિ રહે છે, તે જ કાર્ય જો કોઇ હિમ્મત બતાવી કરે, અગર કરતાં અટકે—તો તેનું નાક આપણે પાછળથી જોઇએ છીએ તો જેમનું તેમ આબાદ હોય છે. લેશ માત્ર પણ કપાયેલ આપણે ભાળતા નથી.

નાક યાને ઘ્રાણેન્દ્રિય તો ધારદાર શસ્ત્ર કિંવા તીક્ષ્ણ દાંતવડે જ કપાઇ શકે છે. તે સિવાય એની મેળે બીજી કોઇ રીતે ટેરવુ કપાઈ ગયાનુ આપણે જોયું કે સાંભળ્યું પણ નથી. ચાંદી જેવા વીર્ય સ્ફોટક દર્દના પરિણામે નાક ખરી પડે છે, પણ કપાઈ જતું નથી.

અલબત્ત મનુષ્યની નાક સિવાય બીજી તમામ ઇન્દ્રિયો કે અવયવો ગમે તેવાં ખોડ ખાંપણવાળાં હોય, તો પણ તે એબ ઢાંકી રાખવા ધારીએ તો આ વિજ્ઞાન કાળના જમાનામાં 'બધી રીતે અનુકુળતા છે. નેત્રો જો બાડાં કે ચુંચાં હોય તો, રંગીન ચશ્માં લગાડવાથી, અગર બનાવટી ડોળા ચડાવી દેવાથી તે એબ સમાજથી ગુપ્ત રાખી શકાય તેમ છે. હાથ કે પગ જો બાંડા કે ખાંડા હોય તો કૃત્રિમ હાથ પગ ચડાવી તે ઉપર વસ્ત્ર પહેરવાથી તે ભરમ પણ જેમનો તેમ ઢંકાઇ શકે તેમ છે.

પણ ફક્ત નાક જ એવું અવયવ છે કે જેનું જરી ટેરવું કપાયું હોય, તો તે એબ કોઇ પણ પ્રકારે છૂપી છૂપાવાતી નથી અને ખુલ્લી રહે છે. એટલે સમાજની દૃષ્ટિએ લાગલો તે શખ્સ ચઢે છે. જો કે આધુનિક શસ્ત્રકલાથી નાક પણ સાંધી શકાય તેમ છે, તો પણ કૃત્રિમતાનો ભાવ દૃશ્ય તો થયા જ કરે છે. એટલે મૂળથી જ મનુષ્યને 'નાક' પ્રિય છે, અને તે કપાતાં- તેની બદ્‌શિકલ હાસ્યાસ્પદ થાય છે. માટે જ અન્ય અવયવ કરતાં નાક કપાય તો, તેનાથી શારીરિક કરતાં માનસિક વ્યાધિ વિશેષ રહ્યા કરે છે જેથી નાકવાળા મનુષ્યને 'નાક' કપાવાની ભીતિ રહ્યા કરે છે તે તદ્દન સ્વભાવિક છે. પણ જે કાર્ય કરતાં અગર નહી કરતાં કોઇનું કદી પણ નાક કપાયું નથી, છતાં 'અમારૂં નાક કપાઇ જાય'–એવી બૂમ સંભળાયા કરે છે, એ કયા પ્રકારનું નાક ?

આશ્ચર્ય તો એ છે કે—નકટા – યાને ઘ્રાણેન્દ્રિય રહિત મનુષ્ય પણ જ્યારે બોલ્યા કરે કે- 'અમારૂં નાક કપાઈ જાય'– ત્યારે તો તેનો બિલ્કુલ અર્થ સમજાતો નથી. જ્યા 'નાક' જ ન હોય, ત્યાં 'કપાવવા' પણું શું હોય ? આટલું છતાં 'અમારૂં નાક કપાઇ જાય'—એ ધ્વનિ વારંવાર આપણા કર્ણ પર પડયા કરે છે. એ છે શું ?

'અમારૂં નાક કપાઇ જાય'—એવી ભીતિદર્શક વાણી, માત્ર અમુક ગણ્યા ગાઠયા કાર્યો આદરવામા, અગર અમુક કાર્યો કરતાં અટકવામાં જ ઉચ્ચારાય છે. પણ 'કન્યાવિક્રય'–'વ્યભિચાર' – 'જુગાર' – 'ચોરી', અગર તેવી પ્રવૃત્તિ ખેડનારે, કદી પણ એવું કાર્ય કરતા – 'અમારૂં નાક કપાઇ જાય' – એવો લેશ માત્ર પણ ઉચ્ચાર કર્યાનું આપણે સાભળ્યું નથી.

ત્યારે એ 'નાક' કઈ વસ્તુ છે, અને તેને 'કાપનાર' કયું શસ્ત્ર છે, તેનો નિર્ણય કરવો ઘટે છે.

ભારત વર્ષના દુર્ભાગ્યે રાષ્ટ્રીય પ્રતિષ્ઠા [Nationalism] ની ભાવના કાળક્રમે લુપ્ત થઇ, સમાજ - ભેદ, ભાષા - ભેદ, આચાર-વિચાર ભેદ, અને એવા અનેક ભેદ 'જાતિ - ભેદ' રૂપે પરિણામ પામ્યા; અને તેમાંથી આધુનિક જ્ઞાતિઓ ફુટી નિકળી. જ્ઞાતિ એટલે—ગોળ ચકરડા જેવો એક કલ્પિત કિલ્લો. એવા અસંખ્ય કિલ્લાઓ ભારત ભૂમિ ઉપર છવરાઇ ગયા. દરેક કિલ્લાની અંદર વસતા પ્રાણીઓને કૂપના મંડુકની પેઠેમ તેમાજ સુખ અને તેમાંજ તેનુ રક્ષણ છે, એવી ભાવના ઉત્પન્ન કરાવી દીધી, અને એ કિલ્લામાં વસતી સમાજમા જે પ્રથા અગર જે રિવાજ પરંપરાથી ચાલ્યો આવતો હોય, તેને ચૂસ્તપણે સુખે યા દુઃખે વળગી રહે, તેટલા ખાતર આબરૂ અને શોભા રૂપી કૃત્રિમ નાક - એવા સામાજિક પ્રાણીને ચોટાડેલુ હોવું જોઇએ. જો કોઈ પણ પ્રાણી, કાંઇપણ રિવાજ કંટક રૂપે ખૂંચતા, કિલ્લો ખેડી બહાર નિકળવા પ્રયાસ કરે તો - કિલ્લેદાર - યાને - જ્ઞાતિના બાહુ નિંદા અને બહિષ્કાર રૂપી તીક્ષણ દાતવડે તેનુ નાક કોતરી ખાવા માડે, અને પરિણામે એ નાક કપાઈ જવું હોય, માટે એવા દૈત્યથી એ ભીરૂ પ્રાણી બ્હીઇ - 'અમારૂં નાક કપાઇ જાય' - એમ બોલી ઉઠતો હોય, તો તે વિશેષ સંભવિત છે.

જ્યારે પશ્ચિમની દુનિયામા મહાન ઉત્ક્રાતિનો આરંભ થયો છે. રાષ્ટ્રીય ઉન્નતિ માટે પાશ્ચાત્ય પ્રજા શરીરની લેશવટિક દરકાર કર્યાવગર દેશ સેવામા દેહની આહૂતિ આપે છે, ત્યારે અમારા આર્યાવર્તમાં હજી અધરણીની નાતો, તેના અભાવે નાતોમાં તડા, તડા તડા વચ્ચે લડાલડી, રોદન - પીટનના રડાકુટા, કન્યાવિક્રયના ઝણકાર—આવા આવા સૂર સાથે સેનાનીઓ યુદ્ધમાં રચ્યા પચ્યા

રહ્યા છે; અને જરા આગળ વધવાનું કહેતાં – 'અમારું નાક કપાઇ જાય' – એવા કલ્પિત ભયને લઇને નાકને દબાવી દબાવીને ગુંગળાવી માર્યું છે, બલ્કે નાક તો ક્યારનુંયે કપાઈ ગયું છે. ત્યારે એવો દિવસ ક્યારે આવશે, અને એવી ઘોષણા ક્યારે શ્રવણ કરીશું કે—

આ અમારો દેશ, આ અમારી માતૃભૂમિ; તેની સેવા ખાતર હું જો કસુર ન કરું તો—'અમારું નાક કપાઈ જાય'.

# હું કવિ કેમ બન્યો?

**મ્હને** બહાર પડવાની હોંશ થઇ. મ્હારા મિત્ર પાસે ઇચ્છા જાહેર કરી.

'આ જમાનો હુન્નર ઉદ્યોગનો છે, પણ તે તરફ આપણી વૃત્તિ નથી તો શી રીતે નામ કાઢવું?' મ્હેં પૂછ્યું.

'મિસ્તર! Science નો જમાનો યુરોપ અમેરિકાદિ પાશ્ચાત્ય દેશોમાં હશે, પણ આપણા દેશનો જમાનો 'આમંત્રણ વિરૂદ્ધ નિમંત્રણ'–કિંવા–'જાનવર વિરૂદ્ધ જનાવર'નો છે' ત્હેમણે કીધું.

'એટલે?'

'એટલે કે, સાહિત્યનો–કાવ્યનો આ નવીન યુગ છે. આપણા સાક્ષરો તે દિશામાજ રચ્યાપચ્યા રહ્યા છે. આપણા માસિકો પણ ત્હેવાજ લેખથી ભરચક હોય છે. તેજ દેખાડી આપે છે, કે આપણો ઉદ્ધાર હુન્નર ઉદ્યોગથી થવાનો હોય એમ લાગતું નથી. માટે બહાર પડવું હોય તો 'કવિ' બનો. બેશક કવિ બનો.'

'પણ કવિ બનતા નથી, કવિ જન્મે છે; ત્હેનુ કેમ?'

'હમ્બગ! એ તો જુના પુરાણો મત છે. ધારણા કરો અને ધારેલી વસ્તુ ત્હમારી પાસેજ છે.'

'પણ આવડી વયે હવે મ્હારે પિંગળ ભણવું?'

'એ પણ ખોટો ખ્યાલ. એ પિંગળાચાર્યનો જમાનો આથમી ગયો. 'વાડામાંથી પાડું એક અને છુટ્ટું થઈને નાઠું છેક'–હેવી કદી પણ કવિતા ન કહેવાય. 'એક'ને ખાતર 'છેક'નો વિચાર કરવો એ તો કેવળ પિંગળપ્રાસના બંધનથી મનોવેગને જકડી લેવા જેવું છે. બીજું શું?'

'ત્યહારે?'

'મનોવેગને છુટ્ટો મૂકો, એટલે અનેરા સ્વર્ગીય પ્રદેશમાં તે ઘૂમશે, તારલિયાના પ્રતિબિમ્બ ચમકાવશે, મોઘેરા......'

'યાર! ટુંકું કરોની!' હું વચ્ચે પડયો. 'કઈ પદ્ધતિએ કાવ્ય રચવાં?'

'Blank Verse.'

'શું! શુષ્ક કાવ્ય?'

'ના. અનુપ્રાસરહિત કાવ્ય.'

'કોઇ નમુનો!'

'લે સાંભળ! 'ક દ.ડા.'નું વાડાવાળું પાડું છુટ્ટું મૂકીને પછી તેજ પાડરડાને કાવ્યની કલ્પનાથી ઉંચે ચડાવીએ :—

'પાડો ચડયો પીપળે, લબલબ લીંબુ ખાય;
આવી પડયો ચોકમા, જાણે કળાયલમોર.'

'આનો કાંઇ અર્થ સમજાતો નથી.'

'એજ કાવ્યની ખૂબી, સમજ્યા કે? પદલાલિત્ય કે અર્થગામ્ભીર્ય કરતાં, શબ્દ માધુર્યમાંજ ખરી શ્રેષ્ટતા છે. આમાં 'લબલબ' અને 'કળાયલ' એ ખરેખરા Poetic શબ્દો છે. કવિતા નારી જાતિ છે, માટે તે જાતિના ખરા ગુણ 'નાજુકાઇ' [Effeminacy]નો શુદ્ધ ભાવ ન આવે, તેમજ કુદરતના બાળકની પેઠે

'લઘુતાઇ' [Diminutism] ત્હેમાં બરાબર ન ભ્હેં કે, ત્યાં સુધી કવિતાજ ન કહેવાય. એટલા ખાતર ત્હેમાં જ્યહમ જ્યહમ ન્હાનુકડા, મ્હીઠડા સરીખડાં, ટહૂકડા કરતા શબ્દોનો વપરાશ વધારે થાય, ત્યહમ ત્યહમ ત્હેનું સૌંદર્ય [Sentimentalism] વિશેષ ખીલી નિકળે! તે એટલે સુધી કે ખૂદ કર્તાજ પોતાની કૃતિના પ્રેમમાં મુગ્ધ થઈ જાય, જેથી એ કૃતિનો રસ પ્રેમ બીજા પ્રત્યે શુષ્ક લાગે.'

'હું સમજ્યો. પણ આ કૃતિ શીખવાની કોઈ નિશાળ ?'

'હેમા નિશાળ બિશાળની કશી જરૂર નથી. જૂના માસિકોની છેલ્લી પાંચ સાલની ફાઇલોનાં પહેલા બે ત્રણ પાનાં ફેરવી જવાથી સ્હેજે ત્હેની ધૂન ત્હમારા મગજમાં ઉતરી જશે. ત્યહાર પછી ત્હમે પોતેજ Poetic શબ્દોનો સંગ્રહ કરી ગુંથણી કરશો, તો ત્હમારી ધારેલી ઇચ્છા પાર પડશે.'

'મિત્ર! આપનો ઉપકાર થયો.'

'ઉપકારની કશી જરૂર નથી. હવે ત્હમે જ્યહારે આ લાઇનમાં જ પડવા માંગો છો, તો પછી એક સૂચના ત્હમને મ્હારે ખાસ કરવી જોઇએ. મ્હેં પ્રથમ કહ્યું તેમ ત્હમારો મનોવેગ અને કલ્પનાશક્તિ અનેરા સ્વર્ગીય પ્રદેશમાં ઉડશે. ઉત્તરધ્રુવમા ઉડી ત્હેની વસન્તઋતુ વખતે કચ્છના રણમાં ખડી કરશો. જેથી કયા પ્રદેશમાંથી ઉડી કયે સ્થળે એ વેગ ચાલ્યો તે તો વાચકવૃંદ કરતાં કર્તા પોતેજ જાણી શકે. માટે વાચકવર્ગના લાભ કિંવા ભલા માટે ત્હમે પોતેજ કર્તા તેમજ ટીકાકાર બનશો તો ઉત્તમ કહેવાશે. જેથી ત્હમારા દરેક કાવ્ય નીચે ત્હમે પોતેજ ખુલાસાની ટીપ આપતા રહેજો.'

'એ પણ નેક સલાહ.'

નોટ—મિત્રની સલાહ મુજબ હું ઉડયો, મ્હેં જોયું, હું લાવ્યો. આ રહ્યા તે નમૂના—[૧]

" ભાઇને બ્હેન, જેવા બ્હેનને ભાઇ "

વીરી બોલી: 'વીરા! મેંદરડેથી,
હેઠ ભેંસલડી મોકલજો.
હને વીરા! ત્હેનેથી બ્હેનના
અનેરાં ઓવારણાં ઓધવજો.
સાથે ન્હાનુ સરીખડું પાડરડુ,
કંઇક ડાખલડી, કંઇક પાંદલડી,
ખાતુ ન ખાતું, વાગોળતું ઓસરતું,
હેરંતુ હસંતુ હેરાવતું, કુદંતુ,
નાચતુ, જાણે પાખડલીથી ઉડંતુ,
હેતું દીસંતુ, જાણે ન્હાનકડું લલિતડિયું,
ગાતું ન ગાતુ, હેરી હેરી હસાવતું—
ભાવથી મોકલજો.'

વીરો બોલ્યો: 'ભેંસની પસલી,
ભાઇને બ્હેન! મોંઘેરી પડે'
બ્હેનને ઓછા આવ્યા.
જરા ધીમે, જરા ઉતાવળે, ડગલે પગલે,
બ્હેન વીરથી વિખુટી પડી.

વીરો બોલ્યો: 'ધીરીધીરી, ઓ અધીરી!
ઓછપ ન આણ, બ્હેની!
જરા જાતા જાતાં તો બાપુ ચોભ્ય!'

ભ્રાતનું વેણ સુણતાં ન સુણતાં,
બ્હેન ચાલતા થોભી.
પણ આંખમાં અનેરાં સ્વર્ગીય,

તારલિયાના પ્રતિબિંબ ચમકાવતા,
જાણે આંખમાં આકાશ સમાયું હોય !
હેવા દિવ્ય હિંડોળે હિચોળતા,
મોતીની માળ જેવા [ કુતરાની લાળ જેવા ],
વસંત દીક્ષાના કુસુમ્બી કેસુડાં,
હેવાં અમોલ આંસુડા,
ભ્રાતની દૃષ્ટિએ ચઢયા.

'બ્હેન ! ઓછું આવ્યું ?
ભેંસ તો શું, પણ વસંત દીક્ષાના,
દેહને તીર્થ, ઓ વ્હાલા દેવશા !
સર્વ અર્પીએ.'

બ્હેને વીરને દુ:ખણેથી વધાવ્યા.
વાહ ! શી ભાઇ બ્હેનની પ્રોત !
જેવું 'સન્ત કુન્જ 'નુ ગીત.

ટીકા—પહેલુ કાવ્ય કુદરતની પ્રતિભાથી અંકિત છે, એ વિશે બે મત છે જ નહીં. આગ્લ કવિ ટેનિસને જ્યહમ સેક્સન ભાષાને ત્હેની કવિતામા પ્રાધાન્ય આપેલુ છે, ત્યહમ આ કાવ્યમા પણ ગૌરવભરી કાઠિયાવાડી ભાષાનો શબ્દ કોષ ખાલી કરવામાં આવ્યો છે.

જેમ ગોલ્ડસ્મિથ જેવા કવિવરોએ 'Michel's Eve' આદિ પુરાણિક મહોત્સવોને કાવ્ય ગુંથણીમા ગુંથી મોહક અને રસમય બનાવ્યા છે, તેમ આ કાવ્યમાં 'પસલી' જેવા બંધુ-બ્હેનના હૃદયને સ્નેહ સાકળથી જોડતું, આર્યજનોના રીતિ રિવાજોનું મહત્વ દર્શાવતું, મૃદુતાભર્યું Domestic ચિત્ર આલેખવામાં આવ્યું છે.

અલબત્ત, પ્રથમ દૃષ્ટિએ વાચનારને આ કાવ્યમાં શબ્દ ચૌર્ય જેવું લાગે તો ત્હેના બચાવમાં મ્હારી એવી દલીલ છે

કે, શબ્દો કાંઈ કોઇની સુવાંગ મત્તા નથી, પણ કાયદાની દૃષ્ટિએ 'Res Nullius' જેવી છે. એટલે તે તો જેને જડે ત્હેને ગમે તેમ વાપરવાનો સંપૂર્ણ હક્ક છે. પરંતુ કાવ્યની વસ્તુ કવિની પોતાની હોવી જોઇએ. હું ચેલેન્જ કરૂં છું કે, આખી દુનિયાના કવિતા પ્રદેશમાં, પુરાતન કે અર્વાચીન કાળમાં, કોઈ પણ કવિએ અત્રે ચિતરેલ ઉત્કૃષ્ટ પ્રસંગ કદી પણ કલ્પ્યો હોય! નહીંજ! આ ચિત્ર તદ્દન નૈસર્ગિકજ છે.

એક સૂચના આ સ્થળે અનુચિત નહી લેખાય. આટલુ તો સત્ય છે કે, આપણા ઘણા કવિ શહેનશાહો કુદરતના હજુ પરિપૂર્ણ નિરીક્ષક દીસતા નથી. તેઓ તો ઘેટાના ટોળાની માફક જે રસ્તે ચાલ્યા તે રસ્તે ચાલ્યા જ. દાખલા તરીકે તેઓ કોયલના ટહૂકાર, કે મેના બુલબુલ કે ચકલીના ચિંચિંરવ, કે કલાપીના કેકારવમાં જ તલ્લીન થતા જણાય છે; પરંતુ 'ભેંસલડીના રણકાર' —કે—'ગર્દભના ભોંકાર' – કે – 'ઘેટીના બેંકાર'થી તદ્દન અપરિચિત જણાય છે. મ્હારી નમ્ર વિનંતિ છે કે, આધુનિક કવિવરો 'વૃષભ કે રાસભ' ઉપર કાવ્યચિત્રો આલેખશે, તોજ તેઓની ખરી કાવ્યપ્રભા દેખાશે; તોજ તેઓનાં કાવ્યો પ્રસંશાને પાત્ર થશે.

આટલા પ્રસ્તાવ વચનો સાથે બ્હેન–ભાઇના ઉત્તમ સંવાદમાં આવેલા કઠણ શબ્દો, ત્હેના અર્થ, અને ત્હેના માધુર્ય વિશે ખુલાસો હાથ ધરૂ છું.

વીરી––મ્હારા માનવા પ્રમાણે આ શબ્દના ઉત્પાદકનું માન મ્હારા પરમમિત્ર શ્રીયુત ન્હાનાલાલ કવિને જ ઘટે છે. વ્યાકરણ પદ્ધતિએ 'વીર'ની નારી જાતિ 'વીરી' થાય. જેમકે–'શૂર–શૂરી, બ્રાહ્મણ–બ્રાહ્મણી.' તેમ 'વીર'ની સ્ત્રી 'વીરી' મનાય. પણ શ્રીયુત કવિવરે બતાવી આપ્યું છે કે, 'વીરી'નો અર્થ 'વીર'ની વહુ નહીં, પણ 'વીર'ની બ્હેન જ થાય છે.'

વળી 'વીરા'નો મૂળ અર્થ વીર્યવાન, વીર ઉપરથી બ્હાદૂર શૂરવીર થતો હોય, તેથી 'વીરી' પણ સુર્પણખા કે હેડંબા જેવી હાથણી અગર 'Suffragist કે Ouragist–' જેવી કદાગ્રહી–એવો અશ્લીલ અર્થ કલ્પવાનો નથી, પણ આપણી 'વીરી' હાથ ખડી ગયેલ, પાતળી સોટી જેવી, ચેરીબ્લોસમી બાળા કલ્પવાની છે.

મેંદરડા–સોરઠી તવારીખમાં હકીકત એવી નિકળે છે કે, શ્રીકૃષ્ણ પોતાની કિશોરવયમાં નંદનવનમાથી નિકળી સૌરાષ્ટ્રના ગિરિપ્રદેશમાં પધાર્યા, ત્યારે મેંદીના ઝાડ ઉપર ચડી વાંસલડીનો ટહૂકાર કર્યો. તે બંસરીનો ધ્વનિ સાંભળી ગિરિપ્રદેશની નાજુક બાંધાની મૃદુ કંઠવાળી મહિષી ગોપિકાઓએ એ વૃક્ષ નીચે ભેગી મળી રણકારનો રાસ લીધો. ત્યારથી એ મેંદરનુ ઝાડ પવિત્ર મનાયું, અને તે સ્થળે જે નગર વસ્યું તે 'મેદરડી'માંથી 'મેંદરડા' કહેવાયું.

મેંદરડા મહિષીનું મુખ્ય ધામ છે. તે પ્રકૃત્તિ યા રુદ્ર સ્વરૂપનો કંઇક ખ્યાલ આપતી, યમદેવના વાહનરૂપ મહિષીથી કોણ અજ્ઞાત્ હશે ! આ સ્થળે 'મેંદરડા' શબ્દની સાથે લાલ આંખે ભે ભે કરતી, ચારે પગે પૂરવેગથી દોડતી, ભેંસલડીની કલ્પના મ્હારા માનસિક પ્રદેશમા પૂરવેગથી ઘૂમી રહી. હું કવિશ્વરોને પૂછું છું કે, જો કોકિલાના ટહૂકારમાં કે સમુદ્રની વિચીયોમાં કુદરતની ગેબી ખંજરીના ભેદ સમાયેલ છે, તો ભેં ભેંના સ્વર સગીતથી પૂર્ણ રજતમય રણકારમાં કોઇપણ કવિ બ્રહ્માંડનો ભેદ સમજાવવાનો પ્રયાસ કેમ નથી કરતા ? કોઇ પણ દીવાનો કવિ એ વિષય હાથપર ધરશે તો બાપડી ગુર્જરી કવિતાના સાહિત્યની અનન્ય સેવા બજાવી ગણાશે.

'હેક હને'— 'સ્વાહા'ના વેદોચ્ચાર મંત્ર ઉપરથી અ, આ, ઇ, ઈની સ્વરમાળાને બદલે હ, હા, હિ, હીની હારમાળાનું રત્ન વ્યાકરણના ઉંડા સાગરમાંથી શોધવાનું માન આપણા Orthographist અને Philologist સાક્ષરવર્ય નરસિંહરાવભાઇનેજ

ઘટે છે. અને આ અને હાવા શબ્દો મ્હારે હું ત્હેમનાજ ઋણ નીચે છું એમ શુદ્ધ મનથી માન્ય કરૂં છું.

ત્હેનેથી બ્હેનનાં અનેરાં ઓવારણાં ઓઘવજો— બ્હેન ભાઇને દુઃખણા લ્યે, પણ ભાઇ બ્હેનને ઓવરણાં લ્યે, એ રીતિ ત્હમને નવી લાગશે. મ્હને પણ હેમજ લાગે છે. લખતી વખતે ઘણોજ ઉંચો ખ્યાલ હોવો જોઇએ, પણ તે ખ્યાલ પાછો અદ્ધર હવામાંજ લટકી રહ્યો લાગે છે. એટલે ત્હેનો શો ખુલાસો કરવો તેની વિમાસણમાં આવી પડયો છું. વખતે આપણાં 'વીરા'ને ભીમ કે સેન્ડો જેવો બહાદુર પહેલવાન કલ્પી, ત્હેના એક હાથમાં ભેંસલડી ઉપાડી, સરકસની સ્ટાઇલે મદમંદ હસતો, જરા માથુ નીચું નમાવતો બ્હેન પાસે ખડો થાય, તે રીતને આપણે 'ઓવરણાં સ્ટાઇલ' કહીએ તો શું ખોટું છે? ગમે તેમ, પણ એ શબ્દો ચોકખા Poetic છે એ તો ચોક્કસ

હેરતું, હમંતું, હેરવતું, હેરી હેરી હસાવતું— ઓ વાચનાર! આ ઝાઝપખાલી શબ્દોના ઝણકાર અને હમકારથી ત્હારી શ્રવણેન્દ્રિયને ખુશાલી નથી ઉપજતી શું? કેવો ગમ્ભીર અર્થ! અને કેવી મીઠી મઝેની ભાષા! ખરા કવિની પ્રતીતિ આવી મનહર શબ્દ ગુથણીમાજ આવી રહી છે.

ભેંસલડી, પાડલડી, ડાંખલડી, પાંખડલી–આ શબ્દોના રૂપ માટે હું મ્હારા બાળમિત્ર શ્રીયુત 'લલિત'જીના આભાર નીચે દબાયેલો છુ. મધુરા ન્હાનકડા શબ્દો એ શ્રીયુત લલિતની Speciality છે. 'વાતલડી', 'પ્રીતલડી,' 'છાતલડી' આદિ શબ્દોમાં જે રસ ઝૂરે છે, તેનો કીર્તિપરિવેષ 'લલિત'ના નામની સાથે અમર થઈ જશે. અલબત્ત દયારામ કે મીરાંબાઇની Diminutismની રીતિ રોશન છે, તોપણ શ્રીયુત 'લલિત' એ રચનાથી એટલા મુગ્ધ થઇ ગયા છે કે, પોતાની સાથે વાચનારને પણ રસાબ્ધિમાં ડૂબકી મરાવે છે, અને છેક તળીએ લઇ જાય છે.

વાગોળતું, ઓસારતુ-એ શબ્દોમાં અલંકારની ભાષામા 'નિદર્શના' અલંકાર કહેવાય છે તે સ્પષ્ટ દેખી શકાય છે.

'પણ આંખમાં અનેરા સ્વર્ગીય....જાણે આંખમાં આકાશ સમાયું ન્હોય !'-આતો કવિતા ફિલ્સૂફીની પરાકાષ્ટાએ પહોંચી. આ વાકયરચના રચતી વખતે હમારા મનમા તત્વજ્ઞાનના અતિ ગૂઢ વિચારો ઉપસ્થિત થયા હતા. હુ પ્રશ્ન પૂછું છું કે, મહાન તે કોણ ? વામન કે વિરાટ ? અખીલ અંતરીક્ષને સમાવી દેનાર આંખ મ્હોટી કે આકાશ ? વગેરે મહાન સિદ્ધાંતો મ્હારા મનમાં ઘૂમી રહ્યા હતા. તેટલામાં હું દીવાનો કે દુનિયા દીવાનીનો ગૂઢ સંદેહ ભળ્યો, અને તેની સંયુકત ઉત્પત્તિને લીધે ઉપલી લીટીઓનો જન્મ થયો છે.

મોતીની માળ જેવા - અશ્રુનુ પહેલું બિંદુ જાણે અરણ્ય-સ્થાનનું અમૂલ્ય મોતી ગણાય. પણ એ બિંદુના વ્હેન શરૂ થઇ નસ્કોરાંના પ્રદેશમાં પહોંચતાં ત્યાં સંગમ થઇ જે પ્રવાહ આગળ ચાલે, તેને કવિ 'કુતરાની લાળ'ની ઉપમા આપે છે. પણ 'મોતીની માળ' સાથે 'કુતરાની લાળ'નો પ્રયોગ જો અશ્લીલ, અરસિક કે Unpoetic લાગે તો, તેટલી લીટીપર છેકો મારવાની વાંચનારને છૂટ આપવામાં આવે છે.

સન્ત કુન્જનુ ગીત-જેમ યાત્રની શબ્દ 'અભરામ' [ Abraham ] કે 'ઇબ્રાહીમ'માંથી ઉતર્યો નથી, પણ સંસ્કૃત 'અભય-રામ'નું અપભ્રંશ છે, તેમ કોળી માચ્છીમારોના સંતોના બગીચામા સેંટ ઝેવિયર આદિ સંતોએ પ્રવેશ કર્યા પછી, સંસ્કૃત 'સન્ત કુન્જ'માંથી પોર્ટુગીઝ 'સાટાક્રુઝ' પડી ગયેલ છે, તે સન્ત કુન્જને સાગરે, વડોદરાને વડલે કે લાડીને લીંબડે, ખીમાને ખાટલે કે આંબાને ઓટલે જે પ્રેમમય ધ્વનિ ખીલે છે, તેવો જ રસપ્રેમ આ 'વીરા-વીરી'નો 'ગોંડલને ગોંદરે' કવિ દર્શાવે છે.

[ ૨ ]

## 'વ્હાલીને'

વ્હાલી ! વ્હાલી ! કુદરત તણા દીવ્ય આનંદ જોયા;
ત્હોયે ત્હારો પ્રિયજન તણો, સ્હાલતો આ વિજોગ. ૧
ધીરાંધીરાં અતિ અતિ ધીરાં, ત્હોય ત્હેનાથી ધીરાં;
કુદંતા'તાં અતિ હરખથી, મૃગનાં ત્યાં કપોત. ૨
ધીરી ધીરી, ધિરી ધિરી ધિરી, વ્હેતી'તી ત્હયાં સરિતા;
ત્હેના નિર્મળ જળ કમળ મંહી, ગુંજતો'તો દ્વિરેફ. ૩
ચૂસી ચૂસી કમળ મધુને, પ્રેમની ગોષ્ટિ કરતો;
છુંદી નાખ્યો અધધધધધ !, આવીને હાથણીએ. ૪

ટીકા—એક કવિના કાવ્યમા 'શ્વાસે–શ્વાસે–શ્વાસે'–એમ ઉપરાચાપરી શ્વાસ જોવામાં આવતા મ્હને લાગ્યું કે, રખે એ છેલ્લો શ્વાસ હોય. અગર પરિશ્રમનુ પરિણામ હોય! તે શ્વાસ ઉપરથી કુદરતનુ ભાન થયું. એટલે હું પણ લીલા નિરખવા શ્વાસભેર ગામ બ્હાર દોડયો. પ્રથમ દ્રષ્ટિ મૃગનાં ટોળાંપર પડી. એ મૃગ ફલાંગે દોડતાં છતાં 'ધીરાં ધીરાં–અતિ અતિ ધીરાં ત્હોય ત્હેનાથી ધીરાં' શ્વાસે જતા જોયાં. મૃગ ઉપરથી નદી તરફ દ્રષ્ટિ ગઈ, એટલે મૃગની વાત પડતી રહી. એ સરિતા કેવા શાંત શ્વાસથી વ્હેતી હતી, તે દર્શાવવા પાંચ વખત 'ધીરી'નો પ્રયોગ ઘણોજ બંધબેસતો છે.

કમળ પુષ્પમાં ભ્રમર ગુંજારવ કરતો હતો, તેના તરફ નજર નાખી હજી વિસ્તારથી કલ્પના દોડાવુ છું, ત્યાં–અધધધધધ–વાચનાર! ત્હારૂં કાળજું ચીરાઈ જવાનો સંભવ છે. પ્રસંગ એવો ચિત્તવેધક છે, કે 'ભદ્રંભદ્ર'ના વંદાવધ વખતે જે અશ્રુધારા થઇ હશે તે કરતાં વિશેષ, આમાં તો એક આંખમાં શ્રાવણ અને બીજી આંખમાં ભાદરવો, એમ ડળક ડળક આંસુની ધારા વહેવાનો ભય રહે છે. માટે એટલેથીજ અટકાવ્યું છે.

[૩]

## બાળકોનાં વેદ ગીત

ચાલ્ય, ચાલ્ય, ચાલ્ય, ચાલ્ય, ચાલ્ય, ચાલ્ય, ચાલ્ય તું;
આવ્ય બાળ, આવ્ય બાળ, આવ્ય બાળ, આવ્ય તું.

હું રમાડું, હું જમાડું, હું હસાવું હસ તું,
હું બનું ને તું બનાવે, એમ વેદ ગીતડું.

ટીકા—આગ્લ કવિ વર્ડ્ઝવર્થ યથાર્થ કહે છે કે-'સમુદ્ર કાંઠે સંધ્યાકાળે સૂર્યના કીરણો જળમાં ગરકાવ થતી વખતે કુદરતની લીલાનું અપાર રહસ્ય જેટલું ગૂપચૂપ ચાલ્યું આવતું બાળક સમજે છે, તેટલું કવિ પોતે સમજી શકતા નથી.' તેમ બાળકોના મેના પોપટના ગીતમાં, 'પોપટ ખાતો-પોપટ ગાતો,' 'પોપટ રાતો-પોપટ માતો,' 'પોપટ ધાતો-પોપટ ધોતો'-એ વેદોચ્ચાર આપણને કેવા વેદમય કિંવા બાલકમય બનાવે છે, તે રહસ્ય સમજવાની બાળક જેટલી પણ આપણી બુદ્ધિ નથી, એ ત્રીજા કાવ્યની ખૂબી છે.

*  *  *

વાચનાર ! સટીક કાવ્ય બનાવવાની આવી ઉમદા શકિત ધરાવતો હો તો મેદાનમાં પડજે, નહિંતર ઘર ઝાલી બેસી રહેવામાં માલ છે. કારણ 'જયાજયન્ત'ની 'નૃત્યદાસી' ગાય છે તેમ—

[ રાગ—અનેક સુરમા ગાય શકાય છે ]

કવિડા ! વસમી આ કાવ્યની વાટ,
વસમી—વસમી—
વસમી આ કાવ્યની વાટ.
કવિડા ! વસમી આ કાવ્યની વાટ.
નથી તર્કો કે તરંગો મનમાં,
નથી શબ્દો કે ઘાટ,
કવિડા ! વસમી આ વનની વાટ.
આથમે રવિ પણ કવિઓ ન આથમે,
અંતર કેરા ઉચાટ,
કવિડા ! વસમી આ કાવ્યની વાટ.

# એક નવીન માસિક

ॐ

## श्री लम्बकर्णाय नमः

નવીન નવાઇ !! નવીન સાહસ !!

દોડો દોડો !! વહેલો તે પહેલો !!

અલ્પ સમયમાં પ્રસિદ્ધ થશે.

## "શ્રી કુમ્ભાર હિતેચ્છુ"

ઉદ્દેશ—

વીસમી સદીના આ નવીન યુગમાં દરેક દેશ અને પ્રત્યેક પ્રજાના જીવનમાં અનેક પ્રકારની પ્રવૃત્તિ શરૂ થઇ છે. આર્યાવર્ત પણ તેમાં પછાત રહ્યું નથી. પાશ્ચિમાત્ય પ્રદેશોમાં જેમ દરેક ધંધા અને કલાકૌશલ્યને લગતા ખાસ પત્રો પ્રગટ થાય છે, તેમ ભરતખંડમાં દરેક કોમવાર, નાતવાર, બલ્કે તડાંવાર માસિક પત્રો હવે પ્રસિદ્ધ થવા લાગ્યા છે. એવે સમયે આપણી કુમ્ભાર જ્ઞાતિને ઉન્નત દિશાએ પહોંચાડવાના શુભ આશયથી ઉપર્યુક્ત માસિકપત્ર કાઢવાનો અમારો ઇરાદો ચોક્કસ થઇ ચૂક્યો છે.

હિન્દુસ્થાનમાં હુન્નર ઉદ્યોગની વૃદ્ધિ અર્થે પ્રથમ દેશની ભાષા, જોડણી, વ્યાકરણ અને કાવ્ય સાહિત્યની ખીલવણીની આવશ્યકતા સ્થાપિત થઇ ચૂકી છે. આ માસિકમાં પણ કુમ્ભાર સાહિત્ય અને કુમ્ભારી ભાષાને લગતા વિષયોનેજ અગ્રસ્થાન આપવામાં આવશે. જેમકે—કાઠિયાવાડમાં 'હાંડલું કે તાવડી' બોલે છે, ત્યારે ગુજરાતના આપણા કુમ્ભાર બંધુઓ 'હાલ્લુ કે કલેડું' શબ્દ વાપરે છે. એમા કયું ખરૂં ? તેના નિર્ણય અર્થે જાણીતા સાક્ષર શિરોમણી ભાષાશાસ્ત્રીઓના નિબંધો પ્રગટ કરવામાં આવશે. અને બનશે તો તે ચર્ચાને લંબાવી કુમ્ભાર કોન્ફરન્સ અને સાહિત્ય પરિષદ્ પાસે એક યા બીજી રીતે નિકાલ કરાવવા આ માસિક બનતો પ્રયાસ કરશે. માટે કુમ્ભાર કવિઓ અને કુમ્ભાર લેખકોએ હવે આજ માસિકને ઉત્તેજન આપવું. 'કોયલના ટહૂકાર' કરતાં 'ગર્દભના ભોંકાર' વિષેના કાવ્યોને અગ્રસ્થાન મળશે.

આપણા ગુજરાત પ્રાંતમાં ગધેડાની કુલ કેટલી વસ્તી છે, તેની ટીપ કરવા અમે શ્રીયુત બાંડિયારાવને મોટા ખર્ચે ખાસ રોકયા છે; અને પૂરી વિગતો મળ્યા બાદ તેની ડીરેકટરી પ્રસિદ્ધ કરવાની આ માસિકના પ્રવર્તક શ્રીયુત હડમતભાઇ ઓઝાની અંતિમ ઇચ્છા છે. મનુષ્ય યત્ન ઈશ્વર કૃપા !

ધુરંધર, પુરુષોત્તમ કે રવિશંકરભાઇની પીંછીને ટક્કર મારે તેવા બ્લોક અમારા શ્રીયુત હડમત ઓઝાના કારખાનામાં પાડવાની ગોઠવણ કરી છે. એટલે ફોટો ઝીંકો કે લિથોગ્રાફ કરતાં આ 'ઓઝાલય'માંથી નિકળતી આકૃતિઓ વડે દરેક માસિક સચિત્ર શણગારવામાં આવશે.

જાહેર ખબર દેનારાઓને માટે અપૂર્વ તક છે. આ માસિક ગામડે ગોઠડે, ટીંબે ટીંબે, અને ખુણે ખાંચરે ફેલાવવાનો સંપૂર્ણ સંભવ છે. વળી તેજ કારણે વૈદરાજો અને હકીમોએ

લાંબા ચોડાં વિશેષણો લગાડી પેટન્ટ દવાઓનાં મહાભારત નામ આપી, પોતાના બણુગાં ફુકી આ માસિકનો લાભ લેવા ચૂકવું નહીં. ભાવતાલ માટે રૂબરૂ અરજ કરવી.

નિયમિતતા—

આ માસિક દરેક માસની અંધારી- ૧ ના રોજ અવશ્ય બહાર પડતું રહેશે. જો ગ્રાહકોની સખ્યા ઉભળી પડશે, તો પખવાડિક, પછી અઠવાડિક, અને છેવટ દૈનિકપત્ર નિકળતું થશે. ભેટ સોગાદ તરીકે અમારા ગ્રાહકોને અગાઉથીજ શ્રીયુત હડમતભાઇ ઓઝાના કારખાનામાં બનતાં શકોરાં* નો એક નમુનો મોકલવામાં આવશે.

અદલો-બદલો-

આ માસિકની ઉચ્ચ પ્રસંશારૂપ સમાલોચના સાથે મહાગુજરાતના એકે એક માસિકપત્રોના અધિપતિરાજો પોતપોતાના પત્રો અમને ભેટ તરીકે મોકલાવશે તો જ આ માસિક તેઓશ્રીઓને બદલામાં અમે આપતા રહીશું.

જોઇએ છે—

આ માસિક ચલાવવા માટે એક વિદ્વાન તંત્રી! કુમ્ભારને પ્રથમ પસંદગી દેવામાં આવશે. માટે મળો યા લખો નીચેને સિરનામે.

---

* નોટ—જથ્થાબંધ શકોરાં ખરીદ કરનારને સારૂં કમિશન આપવામાં આવશે. એટલુંજ નહીં પણ ગ્રાહકોના મુબારક નામ પ્રસિદ્ધ કર્યા ઉપરાંત તેમની છબીઓ મોકલ્યેથી તે પણ આ માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. પણ જો કોઇ ગ્રાહક આ માસિકનો અનાદર કરી વી. પી. પાછાં વાળશે તો, તેનો ફોટો હરકોઇ પ્રકારે પ્રાપ્ત કરી અમારા ચિત્રકાર પાસે તેમને અવળે ગધેડે બેસાડી તેની મૂર્તિ મુદ્રાંકિત કરવામાં આવશે.

આવા મહાન કાર્યો નિઃસ્વાર્થ તો ભાગ્યેજ થઈ શકે, જેથી અમારા વેપારમાં જો હાની જણાશે તો વખતે વખતે બબ્બે અંકો એક સામટા કાઢીશું. નહિંતર ત્રણ માસે એક દળદાર અંકની લાલચ દેશું; અને પછી વરસ છ માસ પર્યન્ત નિદ્રામાં પોઢી જઇશું. વિલંબના ખુલાસામા ખોટને બદલે-'અમારા તંત્રીજીને ગધેડાના પાછલા પગની પ્રહાર પડવાથી અચબૂચ બિછાને પડી રહેવું પડયું" એવું કોઈ અગડંબગડં કારણ આગળ ધરીશું. માટે આશા છે કે ગ્રાહકો અમને આવી કફોડી સ્થિતિમાં નહી મૂકે. આ તો હજુ ચાક ઉપર પીંડો છે. ગોળો ઉતારવો કે ગાગર-તે તો હમારા ગુણવાન કદરદાન ગ્રાહકો ઉપર અવલંબે છે.

શ્રીયુત હડમતભાઈ ઓઝા
કુમ્ભારવાડા, ચોથી પેટા ગલી.

# મહાગૂજરાતના મહારથીઓ

**બા**રમી મહાવીર રાઇફલ્સની સાધારણ સિપાહગિરિમાંથી ત્રેવીસમી ઘોઘારી-લુહાણા આર્ટિલરી [ તોપખાના ]માં, લેફ્ટેનન્ટની પાયરીએ ચઢયો. તાયફાઓ સામેના યુદ્ધમાં મને 'ભારતક્રોસ'નો ચન્દ્રક મળતાં બાવીસમી હાલાઇ-ભાટીઆ લેન્સર્સમાં કેપ્ટનની પદ્વી પ્રાપ્ત કરી; અને જ્યારે હિંદી લશ્કરે ઇરાનમાંથી દુશ્મનોને હાંકી કાઢયા, ત્યારે વીસમી વીસા-વાયડા વણિક રેજીમેન્ટમાં હું કર્નલના હોદ્દા ઉપર હતો.

શિશિર સમાપ્ત થઇ વસંતનો પ્રારંભ થયો. અમારી છાવણીમાં વસંતોત્સવ ઉજવાતો હતો. અમારા બંગલામાં 'એટ-હોમ'નો મેલાવડો હતો. મારા મિસીસ તથા હું મિજબાનો સાથે આનંદ વિનોદમાં મશ્ગૂલ હતા. લેફ્ટેનન્ટ પલીત મધુબંસરીના દીવ્યસૂર જમાવી વડલાની ડાળેથી કોયલો હેઠળ ઉતારવા પ્રયાસ કરી રહ્યા હતા, ત્યાં કોકિલા અચબૂચ ઉડી ગઇ. તે સમયે મારા મિલિટરી સેક્રેટરીએ બંગલામાં પ્રવેશ કરી મારા હાથમાં તાર મૂકયો.

અમારી રેજીમેન્ટને તાબડતોબ બલુચીસ્તાન ઉપડી જવાનું સેનાધિપતિ તરફથી દિલ્હીથી તે ફરમાન હતું. બંસરીને બદલે બ્યુગલનો ધ્વનિ મારી કર્ણેન્દ્રિય પર પડયો. મહેમાનો ટપોટપ અદૃશ્ય થયાં. એકાદ મિનિટ હું વિમાસણમાં પડયો, ત્યાં-'મારા કેસરભીના કંથજી ! ચડોજી હો રણવાટ !'-એવા સૂર સાથે મારા ખભા ઉપર કોમળ હસ્તનો સ્પર્શ થયો, અને નિદ્રાવશ સ્થિતિમાંથી

હું અચબૂચ ઝબકી ગયો, તેવું મારાં મિસીસને ઉપલું સંગીત ગાતા મેં જોયા. આ વીરરસ કાવ્યે મારા મન ઉપર અદ્દ્ભૂત અસર કરી. મારાં રોમાંચ ખડાં થયાં, અને સ્મિતવદને મિસીસની રજા લઇ હું એકદમ બહાર નીકળી પડયો; એટલે અમારી ટુકડીએ કૂચ કરી. ખાસ લશ્કરી ટ્રેનમાં ગોઠવાઇ અમે બલુચીસ્તાન પહોંચ્યાં, અને જે સમયે મકરાનના મુખડા ઉપર પચાસમી શહેનશાહી-પારસી રેજીમેન્ટ દુશ્મનના ધસારાથી પાછળ હઠતી હતી, તેવે અણીને પ્રસંગે અમારી મદદ વખતસર આવી પહોંચી. મજબૂત ચરોમાં અમે ગોઠવાણા. સામસામી ગોળાબાજી શરૂ થઇ. અમારા હવાઇ વિમાનીઓએ દુશ્મનના આગલા ભાગનો બોમ્બવૃતી સારો ખુરદો કરી નાખ્યો. દુશ્મનને ચર છોડી દેવાની ફરજ પડી. અમે આગળ વધ્યા. લેફ્ટેનન્ટ પલીતની ટુકડીને પશ્ચિમ બાજુએથી ધસારો કરવાનો મે હુકમ આપ્યો. કેપ્ટન કંટાળાશંકરે પૂર્વ દિશાએથી દુશ્મનની હાર ભેદી, અને અમે મધ્યમાંથી મશીનતોપનો મારો ચાલુ રાખ્યો. કલ્લાકેક દારૂણયુદ્ધ ચાલ્યા બાદ ભારે ખુવારી સાથે દુશ્મનના આખા લશ્કરને અમે ચોમેરથી ઘેરી લીધું. શત્રુએ સફેદ વાવટો બતાવતા લડાઈ બંધ કરી, અને દુશ્મનના આખા સૈન્યને [ Army-Corps ]ને કેદ કરી લેવામાં આવ્યું.

'અહા! કેવા યશ ગીત ગવાયે,
યોદ્ધો રણે લડી સ્વદેશ આવે.'

—એવા લશ્કરી બેન્ડના મધુર સરોદો શ્રવણ કરતાં મારાં લોચન ખુલાં થયાં. જોઉં છું તો... ...

* * *

ભોયવાડાની ચોથી ગલ્લીમાં ત્રીજે મજલે મારી કોટડીની અંદર હું પથારીમાં પડયો હતો. લોહાણા, ભાટિયા, ખોજા, વણિક રેજીમેન્ટ, અને હું ફીલ્ડ માર્શલ! આ શું! બધું સ્વપ્ન! હા. તેમજ. ફકત પાસેની ઓરડીમાં કોઇ વિદ્યાર્થી હાર્મોનિયમ સાથે નર્મ-કવિતામાંથી 'અહા! કેવા યશ ગીત ગવાયે'-એ ગીત લલકારતો હશે, તે સૂરથી જ હું જાગૃત થયો લાગું છું. હિન્દીઓને લશ્કરમાં મોટા હોદ્દા મળવાને તો હજી કંઈક વિલંબ છે. આર્યાવર્તને હિન્દરક્ષક સૈન્યમાં સ્વેચ્છાથી જોડાવવાનુ ફકત આમંત્રણ થયું છે. જો કે માત્ર ડોકાબારીમાં પ્રવેશ કરવાનો જ હક્ક પ્રાપ્ત થયો છે, તો પણ હિન્દ હર્ષઘેલું બન્યું છે. પત્રકારો લોકોને પ્રોત્સાહન આપવાં મંથન કર્યા કરે છે. નેતાઓ સભામાં તમતમતા ભાષણોવડે દીલ ઉશ્કેરે છે. નવયુવાનો દેશસેવા બજાવવા માટે ઉત્સુક બનતા જાય છે. બંગાલીઓએ બાયલાપણાનું મેણું ટાળી બાંય ચઢાવી, મરાઠા કે મદ્રાસીઓએ મોજશોખ અળગા કરી મરદાનગી દાખવી; તો પછી ગૂજરાત ગંજેરી મટી શા માટે ગરવી ન બને? અને કમર ન કસે?

કોઇ પ્રાંત નથી આજે, જેમાં કિર્ણો દિસે નહીં કોય;
પર્વત તળેટી ત્યાંહે, કંઇ કંઈ નવું નવું સુચિન્હ તો સ્હોય.

જૂના નવા વિચારો, યુદ્ધ પરસ્પર દિસે કરંતા તે;
તેમાં નવા તણો જય, આર્ય ઐક્યને કરે સજીવન તે.

ઓ વિષ્ણુ સ્થિતિરૂપા ! સત્વર કર તું ઉંચા ફરી હમને;
દુઃખ સહયાં છે અતીશે, ઉંચી આશે સતેજ કર મનને.

દેશાભિમાન રૂડું, સ્વતંત્રતા રૂડી લહે સકળ દેશી;
એ દહાડો જોવાને, ઉઠાદ વ્હેલો રહયા છીએ બેસી.

ગુજરાતી જન ભાવિક, ધન ભરપૂર પણ ઘણાંજ અજ્ઞાન;
વીર પુરુષ હર હર શિવ ! 'નર્મદ' વિનવે જગાડ અભિમાન.

બસ નર્મદ ! બહુ થયું ! હું જાગ્યો છું ! જોઉં છું ! જગાડું છું ગુર્જરાષ્ટ્રને, ને શોધી લાવું છું તેના વીરપુરુષોને.

એકદમ છલાંગ મારી પથારીમાંથી બેઠો થઈ ગયો, અને સામ્રાજ્યની સેવા માટે, ખસુસે ગૂજરાતને ગજવવા માટે મેં ભેખ લીધો; અને ભગવાંવસ્ત્ર ધારણ કરી–'સૌ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે, યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે'.–એ નર્મદવાણી લલકારતો મારી ઓરડીની બહાર નીકળી પડયો. મેં માન્યું કે મારા 'કિવકમાર્ચ' સંગીતથી સર્વના જીવન ડોલવા માંડશે અને ટપોટપ મારી પાછળ ટુકડી જોડાઇને લાંબી હાર ચાલી આવશે. તેને બદલે પાછળ દૃષ્ટિ કરી તો ફકત પાંચ પાંચ સાત સાત વર્ષના બાળકો જ મારી પૂંઠે લાગ્યા હતા. રાહદારીઓમાંથી કોઇ 'કોલાણું ગેપ,' કોઈ 'વાવડી ચસકી,' કોઇ 'રાજદ્વારી સાધુ,' કોઇ 'જર્મન–જાપાનીસ જાસુસ'–એમ ચિત્રવિચિત્ર અલંકાર અને આવકારથી મને વધાવવા લાગ્યા. અનેક મુખવાળા રાક્ષસી લોકસંઘના આવા અસૌ કિક તર્કવિતર્કની લેશવટિક પણ દરકાર કર્યા વગર હું આગળ ધપ્યો.

જાહેર રસ્તા ઉપર મનુષ્યોનું વૃન્દ જામ્યું હતું, મોટો કોલાહલ થતો હતો; એટલે તેમાંથી કોઇક યોદ્ધા મળી આવશે એવી આશાથી મેં તે ટોળામા પ્રવેશ કર્યો. જોયું તો એક માતેલા સાંઢ જેવો, સોયની રહેજ અણી ભોંકાતાં કપોલમાથી દડદડ રકતશ્રાવ ચાલે તેવો રુષ્ટપુષ્ટ, આફ્રિકાના ચાર કેસરીસિંહને ધરાવી શકે તેવો અલમસ્ત જટાધારી જોગી, એક વણિકની દુકાન પાસે ચીપિયાના ફડાકા બોલાવતો હતો.

'મહાડાજ ! જબ્બડદસ્ટી રહેવા ડીયો, માફ કરો. આ દોઢીયું લો, ને માબાપ કેડો મૂકો.' બાપડો દુકાનદાર કાલાવાલા કરતો હતો.

'નાંહીઇઇઇ ! હમ પાંચ મુરતીઓકું લડુ ખીલા, ઔર શેરભર ગાંજા પીલા.' બાવાજીએ આટલી નરમ માગણી સહ 'ઓમ ઓમ ગિરનારી'ની ગર્જના સાથે પોતાની પીઠ ઉપર ચીપિયાનો જબરો ફડાકો બોલાવ્યો.

'બાવાજી ! ચાલો મારી સાથે. હું તમને ખાવા પીવાનું અપાવીશ.' હું વચમાં પડયો.

'કીધર ?'

'લશ્કરમાં નોકરી કરવા.' મેં કીધું.

'હમ કાયકું નોકરી કરે ! હમારે જોગીકું નોકરીકી કયા પરવા હે ?'

'બાવાજી ! તમે લશ્કરી માપ તથા ભરતીમાં પૂરા છો, એટલે તમને સૈન્યમાં નોંધવાની બિલકુલ હરકત નહીં આવે. વળી તમારે કયાં છૈયાંછોકરાંની જંજાળ છે? તમારે બીજો શું કામધંધો છે?'

'કામ કાયકું નહીંઇ ? હમારે ડાકોરજી–દ્વારકા જાનેકા હે, વહાંસે ગિરનારજીકી પરદીક્ષના કરકે ગોમતીજીમેં અસનાન કરનેકું જાયેંગે; ઔર વ્હાંસે હરિદ્વારમેં હમારા ગુરુ લક્કડભારથી... ......'

'બાવાજી! બસ કરો! તમારી આ પ્રવૃત્તિ આજ બબ્બે હજાર વર્ષ થયાં ચાલ્યા કરે છે, પણ તે કોના ઉપર ?'

'સારે હિન્દુસ્થાનકે લોગું પર' બાવાજીએ ફડ દેતે જવાબ વાળ્યો.

'બાવાજી! હિન્દુસ્તાન તમારા જેવા ત્રણ ત્રણ ક્રોડ ધંધાર્થીને ધરવીને હવે થાકયું છે. હવે કંઈક ઉદ્યમ કરીને કમાઈ ખાઓ તો ઠીક. હરામના માલ મલીદા આરોગી પતીરા જેવા બની લોકોને રંજાડો છો, તે હવે પાલવશે નહીં. માટે ઉઠો દેશસેવા કરવા! નહિંતર સરકારને વચ્ચે પડવા અમારે લડત કરવી પડશે.'

બાવાજીને મારા ભાષણની કાંઇ અસર થઇ જણાઇ નહીં, કારણ ગાંજા ભાંગ ઉપરાંત ડાકોરજીના રેલ્વે ભાડાનો પણ વધારો થયો; એટલે જુંગા જોધમલ્લ સામે મારાં ગળા અને વાણીનું સામર્થ્ય નિરર્થક હોઈ હું ત્યાંથી ચાલ્યો.

લાગલો સેન્ટ્રલ જઈ ગુજરાતના પાટનગરની ટીકીટ કઢાવી ફાસ્ટ પેસેન્જરમાં બેઠો. મારૂં ધકધ્યાન આ ઉભરાઇ પડતા બાવા-ફકીરોમાં હોવાથી 'માહીમનો હલવો' અને 'આ એક ચાકુ' એવા ફેરિયાના પ્રથક પ્રથક અવાજ સિવાય ડબ્બામાં કોણ બેઠું છે, અને શું ધમાલ ચાલે છે તેનું મને કશું ભાન ન રહ્યું. 'હિન્દ સંરક્ષણ કાયદામાં બાવા ફકીરોનો સમાસ કરવાની આવશ્યકતા' એવી નોંધ ટપકાવવા માટે ગજવામાંથી ડાયરી કાઢવાનો વિચાર કરતો હતો, તે વખતે 'ધીર સમીરે વસ્સઈ તીરે' અમે આવી પહોંચ્યા હતા. ટ્રેન વસાઇની ખાડી ઓળંગતી હોવાથી કુદરતનુ સૌન્દર્ય નિહાળવા નિમિત્તે ચક્ષુને પૂર્વ દિશા ભણી ફેરવી મગજને આ સ્વર્ગીય વિષય ઉપર ગોઠવવાની વેતરણ કરૂં છું, ત્યાં—મારા કર્ણોએ બાપડા મગજને ડોલાવ્યું. દ્દશ્યેન્દ્રિયને ડબ્બાની અંદર દ્દષ્ટિ ફેંકતાં તથા કર્ણેન્દ્રિયને ડબ્બામાંથી નીકળતા રવ તરફ કાન માંડવા જ્ઞાનેન્દ્રિએ

ફરમાન કરતાં આ બંને ઇન્દ્રિઓએ બારીક અવલોકન બાદ સંદેશ પહોંચાડયો કે- મારી બાજુના ખાનામાં કંઇક કોલાહલ જેવું જામ્યું હતું, અને શોરબકોરમાં 'હિન્દને હાલ પ્રમાદની જરૂર નથી '-'લડાયક બળની જરૂર છે '-'એ પ્રેમાનંદને કોઇપણ પ્રકારે ઠેકાણે પાડવો ઇષ્ટ છે'-આવા વાકયો કંઇક પ્રાધાન્યપણે સંભળાતા હતા. બસ ! બેડોપાર ! યોદ્ધાઓજ લાગે છે. હું હર્ષ અને શ્વાસભેર તેમને ભેટવા માટે ખાના તરફ ધસ્યો.

'સભ્યો ! ઘણી જ આનંદની વાત છે કે મારા મનમાં તે જ આપના મનમા અને મારો આશય તે જ આપનો આશય લાગે છે. હું પણ એમ જ કહું છું કે, હિન્દને હવે પ્રમાદની જરૂર નથી, બલ્કે લડાયક બળ સતેજ કરવાની અતિ આવશ્યકતા છે. એ બાવાનો આપને પણ મારા જેવો કટુ અનુભવ થયો લાગે છે. તો હું પણ અનુમોદન આપું છું કે, એવા બાવાને ઠેકાણે પાડવામાં કાંઇપણ હરકત નથી.' ખાનામાં બિરાજેલી મંડળી પરત્વે સંબોધીને મેં કીધું.

'કયો બાવો ?' મંડળીમાંથી એક ગૃહસ્થે પ્રશ્ન કર્યો.

'આપ જેને ઠેકાણે પાડવા માગો છો, તે બાવો પ્રેમાનંદ.'

'અમે કોઇ પ્રેમાનંદ બાવા વિશે બોલ્યા જ નથી. આંહી તો પ્રેમાનંદ કવિ વિશે ચર્ચા ચાલે છે.'

'મહાશયો ! મારા અપરાધ માટે ક્ષંતવ્ય. આ સાક્ષર મંડળ બેઠું છે, તે વાતથી હું તદ્દન અજ્ઞાત હતો.' હું જરા વિમાસણમાં પડયો, તો પણ હિમ્મતને સજીવન કરી ધૈર્યથી મેં પૂછયું કે-'લડાયક બળ સતેજ કરવાની આવશ્યકતા, એવો જે ગોકીરો થતો હતો; તે શું છે ?'

'સાહિત્ય વિષય પરત્વે આપને રસ પડતો હોય તો સ્વસ્થ થઇ અત્રે આસન કરો. પ્રેમાનંદના ત્રણ નાટકો વિશે જે લડત

મંદમંદ ચાલે છે, તે યુદ્ધ પૂર જોશથી ચાલુ કરવા સબંધે અત્યારે વિવાદ ચાલે છે.'

જે સાક્ષર મહાશયે મને ઉત્તર વાળ્યો, તેના પ્રત્યે મેં સાક્ષરી લેહમાં પૃચ્છા કરી કે—

'થતો હોય જરી આ વિવેક તો
ક્ષમા કરી જણાવશો મ્હને,
કૃપા રાહે આપનું નામ ?'

'મારૂં નામ હડમત ઓઝા. આપ કોઇ કવિ છો ?'

'હાજી કંઇક તેમજ છે. આપ કોઇ પત્રના અધિપતિ છો ?' અગલા ઉપર મેં પગલું નાખ્યું.

'હાજી 'કુમ્ભાર હિતેચ્છુ' નામક માસિકનો હું છું ઉત્પાદક, પ્રયોજક, પ્રકાશક, પ્રવર્તક, નિયામ્મક, સંપાદક, વ્યવસ્થાપક, તંત્રી અને અધિપતિ.'

'બેઅદબી માફ કરશો શ્રીયુત ઓઝાજી ! આપનું માસિક કુમ્ભારો માટે છે કે કવિઓ માટે ?'

'બેશક કુમ્ભારોના હિતાર્થે.'

'ત્યારે તો ચાક ઉપર પીડો કેમ ચડાવવો, હાંલ્લાં અને કલેડાંની આકૃત્તિ કેમ સુધારવી, તે ઉપર સુંદર ઢોળ કેમ લગાડવો—એ વગેરે કલાનુ આપને સંપૂર્ણ જ્ઞાન હોવું જોઇએ, અને તેવા વિષયો પણ આપના માસિકમાં ખૂબ ચર્ચાતા હોવાં જોઇએ.'

'બિલ્કુલ નહીં. એવા ક્ષુલ્લક વિષય ચર્ચવા તે અમારૂં કર્તવ્ય નથી.' ઓઝાજીની ભ્રકૂટિ ઉપર કંઈક રૂદ્રતાનું અભિનય ભાસ્યું.

'ત્યારે કુંભારને કવિ બનાવવા આપનો ભગીરથ પ્રયત્ન છે, કે ભાષાશાસ્ત્રી ?' કાવ્ય માધુર્ય વાણીને અળગી કરીને મેં સરળ ભાષામાં ચાલુ રાખ્યું.

'હેમ કેમ ?'

'શ્રીયુત ઓઝાજી ! આપ 'કુમ્ભાર હિતેચ્છુ' તરીકે પ્રગટ થાઓ કે, 'ચમાર હિતૈષી' તરીકે બહાર પડો તે સાથે અમારો વાંધો છેજ નહીં; પણ એ બાપડા કારીગરોનું હિત જળવાય અને કેળવાય તો વધારે ઇષ્ટ ગણાય.'

'કેળવવાનો તો હમારો ગૌણ આશય છે.'

'હવે મારે આપને શુદ્ધ હૃદયથી પણ સ્પષ્ટ શબ્દોમાં પૃચ્છા કરવી પડશે કે – હોળી બળે છે છતાં વસંત કલ્પી આંબલીઆની ડાળે કોકિલા પાસે કુકુરવ કરાવ્યે, કે બાપડો પ્રેમાનંદ પ્રેમ અને આનંદની શૈયામાં સુખે પોઢયો છે; તેને ઢંઢોળી એને નામે આવા કટાકટીના સમયે દારુણ યુદ્ધ મચાવ્યે, કુંભાર, ચમાર કે લુહાર સુતાર કે દેશના કલા કૌશલ્યની શી અભિવૃદ્ધિ થવાની છે ? કે દેશનું દારિદ્રય શી રીતે ફીટવાનુ છે તે હજી પણ અમે સમજી શકતા નથી.'

'હુન્નર ઉદ્યોગ કે કલાકૌશલ્યનુ સાહિત્ય નિપજાવવા પ્રથમ ભાષા સુધારણાની અગત્યતા રહેલી છેજ, એટલે હમારા માસિકનો તેજ ઉદ્દેશ અને તેજ આશય છે.'

'કવિ દલપતરામે એક સ્થળે કહ્યું છે તેજ આશય, તમે સમજ્યાને ?' પાસે બેઠેલા એક બીજા સાક્ષરે ઠાવકું મોઢું રાખીને મારા પ્રત્યે કહ્યું.

'એ શું ?' મેં પ્રશ્ન કર્યો.

'એથી શું તમે અજ્ઞાત છો ? ત્યારે, લ્યો સાંભળો–

વોરાને તો હોરા લખે, અઢીને તો હઢી લખે;
લાખ વસા લખે, વળી હરાડ અઢારને.

કાંસકીએ કેશતણી, ઓળો પાડે અબળા તે;
ઓળવું ન લખે, લખે હોલવું હકકારને.
ઉડધાતુ ઉડાડવું, લખવું જ્યા હોય ત્યાં તો;
ઉરાડવું લખે તજી ધાતુના આધારને.
કહે 'દલપત' મારી, કલમ ન કહું તેને;
જીભ પણ પારકી, જો તે એવા ઉચ્ચારને.

'ત્યારે તો 'શું'–શા પૈસા ચાર'–વાળી આપણી ભાષામાં વપરાતા કલહારનું ચલણ જોતાં મને તો તેની કિંમત એમ લાગે છે કે–

'હેમ' 'હેવા'કા સોલહ આના,
'જય્હારે' 'ત્ય્હારે' બાર;
'મ્હેં' 'ત્હેં'ના પણ બે ત્રણ આના,
[પણ] 'મેં' 'તેં' કોડી ચાર.

કેમ ખરૂં કે નહીં શ્રીયુત ઓઝાજી?' મેં સવાલ પૂછ્યો.

'હાસ્તો! ભાજીમાં જ્યમ વધાર, ત્યમ ભાષામાં હકાર પ્રયોગથી મિઠ્ઠી લ્હેઝત જામે છે.' ઓઝાને બદલે બીજા ગૃહસ્થે ખુલાસો કર્યો.

'અરે મહાશયો! દેશ-દરિદ્ર બનતો જાય છે, તેને ઉન્નત કરવાની પ્રવૃત્તિ એક બાજુ રહી; પણ આર્યાવર્ત્તના લોકોની કસોટીનો પ્રસંગ આવ્યો છે, બલ્કે સૈન્યમાં જોડાવાનું આવ્હાન થયું છે–તેવે સમયે હજી 'જે સીતારામી' વેરાગી ભજનિયા કે કીરતનિયા, કે બૈરાના છોટા મ્હોટા રાસ, બલ્કે બચ્ચાના બોબડા બોલ જેવા હાલરડા રસને બદલે, બતાવશો આપણા સાંપ્રત સાહિત્યમા પ્રેમાનંદ, દલપત કે નર્મદની વીરરસવાણી! જાગો ઓ કવિવરો, સાક્ષરો અને તંત્રીજીઓ! જગાવો અવધૂત ચેતનને! ડોલાવો ગુર્જરી ગિરાને! ઝોકાવો રણ ... ... ...'

તાળીઓના ગગડાટ અને જયઘોષની ગર્જનાથી ડબ્બો આખો એટલો બધો ગર્જી ઉઠયો કે, મારે મારૂં ભાષણ અધવચ્ચે આટોપવું પડયું. દૂર બેઠલા ઉતારૂઓ પૈકી કોઈએ મને મિંયાગામવાળા નામચીન હકીમ ખુદાબક્ષ ઓલિયાબક્ષની રામબાણ દવાની જાહેર ખબર ફેલાવનાર તરીકે ઠોકી બેસાડયો. તો કોઈએ અનાથાશ્રમના ઉપદેશક તરીકે, તો કોઈએ ગૌરક્ષાની પેટી માટે ચવલી–પાવલી ઉઘરાવનાર મેતા તરીકે કુટી પાડયો. પણ તેની લેશ માત્ર ગણના કર્યા વગર મેં તો મારૂં ધ્યાન સાક્ષર મંડળ તરફજ તાકી રાખ્યું હતું.

તમામ મહાશયો ટપોટપ પોટકાં લઈને ઉભાં થવા લાગ્યા, એટલે મેં માન્યું કે, મારા વાગ્‌બાણની સચોટ અસર તેમના પ્રત્યે થયેલ છે; અને સૈન્ય માટે આવી વિદ્વાન વ્યકિતને મેળવવા ભાગ્યશાળી થયો છું. જેથી 'મહાશયો ! પધારો મારી સાથે'–એમ કહી તેમને ધન્યવાદ આપવા જતો હતો, ત્યાં તો એ તમામ ગૃહસ્થો મને ડબ્બામાં પડતો મૂકી બારણું ઉઘાડી હેઠળ ઉતર્યાં. શું મહાશયો ગયા ? દુહા–સોરઠાની ગર્જનાથી દેશાભિમાન અને સ્વદેશવાત્સલ્યના અંકુરો પ્રદીપ્ત કરી શૌર્ય અને હિમ્મતનો પ્રવાહ રગેરગ અને નસેનસમાં પ્રવેશાવી, વીરા રજપુતોને રણસંગ્રામને સમયે સતેજ કરનારા ભાટ–ચારણોની કાવ્યકૃત્તિને તિરસ્કારનાર છતાંય તેના જેટલા સામર્થ્ય નહીં ધરાવનારા મહાશયો ગયા ? હા. ગયાને અદ્દશ્ય પણ થયા, ત્યારે મને ભાન આવ્યું; ને જોયું તો ગાડી પ્લેટફોર્મ ઉપર ઉભી હતી અને 'બરફી', સુત્રફેણી'–એવા એવા પોકાર મારા કર્ણ ઉપર આવ્યા એટલે અમે છેક સુરત સ્ટેશને આવી પહોંચ્યા હતા એમ ખાત્રી થઈ.

મહાશયોને ખોળવા માટે હું પણ ડબ્બા હેઠળ ઉતર્યો ત્યાં તો એક મોટું દળ પ્લેટફોર્મ ઉપર દ્રષ્ટિગોચર થયું ટોળામાં–કોઈના

હાથમાં પાવડા, કોઈના હાથમાં તવેથા, કોઈના હાથમાં કડછી, કોઈના હાથમાં ગજ, કોઈના હાથમાં કાતર, કોઈના હાથમાં અસ્ત્રા એમ અવનવા શસ્ત્રબદ્ધ મનુષ્યો ધસ્યે આવતા હતા. નક્કિ રણશૂરા સૈનિકોજ લાગે છે ! વાહ ! જેમ નરસિંહ મહેતા, મીરાંબાઈ, સૂરદાસ, તુલસીદાસ, તુકારામ, ઉકારામ, જ્ઞાનેશ્વર, નામદેવ, પીપાજી, દામાજી, તેજા, ભોજા આદિ મહાન ભક્તોને અણીને સમયે પ્રભુ અવનવા વેષમાં ભેટયા હતા, તેમ મારી પણ ઈશ્વરે આખરે લાજ રાખી કે શું ! અને અણીને વખતે અસ્ત્રશસ્ત્રબદ્ધ યોદ્ધાઓનો ભેટો કરાવ્યો કે શું ? ખરેખર–

‘ કરે કસોટી શુદ્ધ ભક્તની ખરેખરી,
ટોચે ચઢાવી પાડે ખીંણ ઉંડીમાં ફરી;
ધૈર્ય દાખવે તો આખરે પ્રકાશે શ્રીહરિ.’

અહહહ ! જો અત્યારે મારા હાથમાં કડતાલ હોત તો આ ગોપીજનની વચ્ચમાં રાસલીલા કરૂં, નાચું કુદું. ગોપાલના ગુણ ગાંઉ ! પણ સબૂર ! હું ભૂલ્યો ! રંગભૂમિના ભક્તિરસના ચિત્રો અત્યારે મારા મનમાં ક્યા ખડાં થયાં ! દૂર ખસો એ નાટકી ભક્તો ને એ ચેટકી અભિનયો ! આવો ઓ પ્રતાપ ! ઓ શિવાજી ! ઓ રણજીત ! અને ભેટો તમારા સુભટ સામંતોને !

હું એકદમ તે ટોળાં તરફ દોડયો, અને ‘શૂરાઓ ! પધારો આ બાજુ’–એટલું સ્હેજ આમંત્રણ કરતાં ખરેખર આખું મંડળ મારા ડબ્બા તરફ ધસી આવ્યું. ‘જગ્યા નથી–જગ્યા નથી–આગળ જાઓ’–એમ ડબ્બાની અંદરથી કેટલાક જણ બોલવા લાગ્યા, અને સામું બારણું બંધ કરવા મંડયા. લડવૈયાઓનું સન્માનને બદલે આ પ્રમાણે અપમાન થતું જોઈ મને રોષ ચઢયો, અને મેં બેવડા બળથી બારણું ખુલ્લું કરતાં; કચડાતા ભચડાતાં ટોળું ડબ્બામાં દાખલ થયું. પરિણામે કોઈની આંગળી, કોઈનાં ગુંઠણ; કોઈનાં

માથા, કોઇની ટ્રંક, કોઇની પથારી, કોઇની પેટી, કોઇની પાઘડી, કોઇની ટોપી કચરાતાં-દબાતાં કોલાહલ વધ્યો, અને દ્વંદ્વયુદ્ધ જામ્યું. ખસુસઃ એક રાઠોડી હાથવાળી હેડંબા જેવી કદાવર, નારી છતાં મરદ દેખાતી બાનુ, ભારે ગોકીરો કરવા લાગી. તેને શાંત પાડતાં હું કહેવા લાગ્યો કે-'આર્યદેવી! હિન્દ મૈયા! પંખીનો મેળો છે. શાંત પડો, રોષ ત્યજો, ક્રોધ હરો, ધીર ધરો. તમારા શૂરત્વ માટે અમને માન છે, પણ આ લડવૈયાઓ છે, તેમને જગ્યા દો. દેવી! તમને હરકત થતી હોય, તમને કષ્ટ પડતું હોય તો પધારો મારી સંગાથે આ બાજુ......'

'જા મુવા! દેવી કહેવાવાળા! બોચરાજી મા ભરખી ખાય તને! મુવા! આ બધા મારો સામાન અને પગ કચરી નાખે છે ને ઉભો ઉભો અમારી ઠેકડી કરે છ-ને આંખ શું પટપટાવે છ!' તે બાઇએ હાથવતી એવો ટપાકો માર્યો કે આખો ડબ્બો ખડખડ હસી પડયો.

'શૂરવીરો! શરમાઓ! આ હાસ્યનો પ્રસંગ નથી' મેં સમગ્ર સભાને ઉદ્દેશીને કહ્યું.

'હસે નહીં તો શું રૂવે! તમે આ દેવીને પાનો ચઢાવો છો, તેના કરતાં આ દેવોને શૂર ચઢાવોને?' એક જણે મુખ આડો રૂમાલ રાખીને જવાબ વાળ્યો.

જે મનુષ્યને ચાંદબીબી કે અહલ્યાદેવી જેવી શૂરવીર મહિલા ધારી હું તેમનું સાંત્વન કરતો હતો, તે જાતનો વ્યંડળ નીકળ્યો; એમ જાણ્યું ત્યારે હું ભારે ખસીઆણો પડી ગયો, અને જરા મૌન થઇ ગયો - પણ 'ડગલું ભર્યું તો ના હઠવું'—'વેણ કાઢયા પછી ના લટવું.' - એ નર્મદના વેણનું સ્મરણ થતાં પાછી હિમ્મત પકડીને ડબ્બામાં દાખલ કરેલ ટોળા પરત્વે સંબોધીને હું બોલ્યો - 'શૂરાઓ! તમે સુવર્ણની મુદ્રિકામાં હીરાનું નંગ છો.

તમે ઘ્રાણેન્દ્રિ રહિતના નાક રૂપ છો. તમે દશ્યેન્દ્રિ રહિતના નેત્ર સમાન છો. તમે લુલાની લાકડી છો. તમે ગુજરાતનું ગૌરવ છો. તમારા વડે મહા ગુજરાત શોભે છે. તમારા ઉપર અમારો આધાર છે. શૌર્યત્વ દાખવવાનો આ અમૂલ્ય અવસર છે. વીરાઓ! હીરાઓ! આપણે બહુ દબાયા, બહુ રીબાયા, બહુ ચંપાયા, બહુ કપાયા, બહુ મરાયા, હવે પાણી બતાવો........'

'પાણી બતાવવા તો આ બધા પટેલીઆ નિકળ્યા છે ને શું!' ડબ્બામાંથી એક જણ બોલી ઉઠયો.

'વાહ! ધન્ય ઘડી! ધન્ય અવસર! ધન્ય તમને, કે દેશ હિતાર્થે રણસંગ્રામમાં બહાર પડયા છો! ધન્ય મને કે આપના જેવા યોદ્ધાઓના દર્શનનો લાભ મળ્યો! શૂરાઓ! વીસમી સદીના આ જમાનામાં આવાં વસ્ત્રશસ્ત્ર કાર્યસાધક નહીં ગણાય. માટે પહેરો ખાખી બુશ કોટ ને બ્રિચીઝ, કસો કેડ અને બાંધો કમ્મરપટ્ટો, લટકાવો તલવાર ને ઉપાડો બંદૂક...... .'

'એ સૈન્ય તો અત્યારે વડોદરે જાય છે.'

'શું કામ ?'

'જ્ઞાતિ વિનાશક સામે ચઢાઈ કરવા.'

'હેં-એં-એં !' હું તો તદ્દન દિગ્મૂઢ બની ગયો, અને ઉંડો શ્વાસ લઇ ગયો.

'હા. જૂઓ—આ નાવી બૅટેલિયનના લેફ્ટેનન્ટ ઘેલા વાણંદ ! વિધવાઓના શિરકેશને ઘાસની પેઠે ઉચ્છેદનાર તેમના આ શસ્ત્ર વડે ચાલતી રોજી પર કાપ મૂકનાર સરકારને તે શસ્ત્રથી જ પાણી બતાવશે. જૂઓ—આ પકવાન્નશાસ્ત્રીય રેજીમેન્ટના કેપ્ટન મીઠા કંદોઇ ! મરણભોજન, નાતવરા, અને અધરણીને અવસરે પૈસાનું પાણી બનાવી આપનાર તેમના આ તાવડા પાવડા વડે ચાલતી રોજી અટકાવનાર સરકારને તે જ શસ્ત્રથી પાણી પાણી કરશે. વળી જૂઓ—આ વણિક આર્ટિલરીના કમાન્ડર મફતચંદ શેઠ ! પરંપરાથી નાતના સિંહાસને બિરાજવાનો હક્ક ભોગવી, એ બિલાડા અને વાંદર સમ ન્યાય તોળી, હોવીઝર તોપથી પણ ઉચ્ચત્તર તેમના રાક્ષસી મુખમાંથી બણબણ છૂટતાં બહિષ્કાર રૂપ કાતીલ ગોળા વડે નાતીલાને સોંસરો વિંધવાની શકિત ધરાવનાર, શેઠની શેઠાઇ છીનવી લેનાર, તથા તેમના મુખ આડો ડુચો મારનાર સરકાર સામે તેવી જ તોપ અને તેવા જ ગોળા ફોડશે. અને જૂઓ—આ મોદકિયા લેન્સર્સના ફિલ્ડમાર્શલ દુદ ભટ્ટ ! તેમની આ ગોળાર્ધ દુંદમાંથી જર્મન ઝેરી ગેસથી પણ ઉચ્ચત્તમ મોદક વડે પ્રદીપ્ત થતી અંતરાગ્નિથી આખા બ્રહ્માન્ડને પણ ભસ્મિભૂત કરી શકે તેવા ભૂદેવના બ્રહ્મતેજને રેશનીગના કાયદાથી ઝાંખપ લગાડનાર સરકાર સામે ક્ષાત્ર સંહારક પરશુરામનું મંત્રબળ અજમાવશે. વળી જૂઓ—આ જગદ્‌ગુરુ શ્રીમદ્ મહાચાર્ય શ્રી ૦૦૦૦૧ ........'

અમદાવાદથી ચાલી આવતી ફાસ્ટ ટ્રેનના ધડધડાટમાં વિશેષ વિવેચન નહીં સંભળાતાં ટોળામાંથી હું ભાગવા મંડયો. 'જાઓ નહીં, જાઓ નહીં, પાછી પાની કરો નહીં', એમ પેલા ગૃહસ્થ મને કહેવા લાગ્યા. તો પણ નહીં ગણકારતાં જે વખતે વ્હિસલ સાથે અમારી ટ્રેન ઉપડવા માંડી, તેજ ઘડીએ ડબ્બાનું બારણું ઉઘાડી હું હેઠળ ઉતરવા લાગ્યો.

'એ-એ સમાશો' કહેતાં ગાર્ડ તથા પોલિસ દોડી આવ્યા, પણ તે પહેલાં તો ઉત્તર દિશા ભણી ગુજરાતને સાષ્ટાંગ દંડવત્ત કરતો, પ્લેટફોર્મની સાડા પાંચ ફુટ લાંબી જમીન રોકીને ઉંધે મસ્તકે હું પડયો હતો. કોઇએ મને 'ખીસ્સા કાતરૂ' ધાર્યો, કોઇએ 'નિશાબાજ' લેખ્યો, કોઇએ 'ઓલ્યા ગપાટ' ગણ્યો. પોલિસે મને બેઠો કરીને ઝીણી પૂછપરછ અને બારીક જડતી લીધા બાદ મને મુક્ત કરવામાં આવ્યો, એટલે મુંબઇ જતી પેસેન્જર ટ્રેન બીજા પ્લેટફોર્મ ઉપર આવીને ઉભી હતી, તેમાં ટીકીટ લઇને મુંગો મુંગો પછાટને લીધે કળતા મસ્તક તથા ગુંઠણને દાબતો બેસી ગયો, અને રાત્રે મારે સ્થાને પહોંચી ગયો.

*　　　*　　　*

ધાર્મિક, સામાજિક, સાંસારિક, અને સાક્ષરી યુદ્ધમાં ગુજરાત હજુ પરોવાયેલું હોવાથી મારી તતુડીનો અવાજ કોઇ સાંભળે તેમ નહીં હોઇ, ભેખ ઉતારી મારી ઓરડીમાં ભરાઇ ગયો.

# સૂત્ર સાથે સંવાદ

પર્યુષણના માંગલિક તહેવારો આવ્યા. તેની સાથે નોખ નોખી પ્રવૃત્તિ પણ શરૂ થાય છે. અરુણોદય થતાંની સાથે ઉપાશ્રયમાં શ્રાવક–શ્રાવિકાની મેદની ભરાવા લાગે છે. સ્ત્રીવર્ગ રંગબેરંગી આભૂષણો ધારણ કરી, નાના મોટા બાળકો સહિત જોવામાં આવે છે. અનુકુળ જગ્યા માટે ઉપાશ્રયમાં હરિફાઇ થતી દેખાય છે. પરિણામે શાંતિ કરતાં ઘોંઘાટ સર્વત્ર વ્યાપી રહે છે. જેમ નાના મોટા અવાજથી ઉપાશ્રય હલબલી રહે છે, તેમ લેબોરેટરી આદિ ગેસ [ હવા ] થી પણ સ્થાનક બ્હેંકી ઉઠે છે.

કોઈ પરવારતા શ્રાવકજી જરા મોડા આવે તો જેની તેની આંગળી કે અંગુઠો કચરતા કચરતા સમુદ્રમાં જળનુ ટીપું જેમ સમાઇ જાય તેમ તેનો પણ ધીમે ધીમે સમાસ થઇ જાય છે. આસન ઉપરથી વ્યાખ્યાન શરૂ થાય છે. મુનિ મહારાજના હાથમાં એકાદ સૂત્રના પાનાં હોય છે. વ્યાખ્યાનના શબ્દો માત્ર એક બે વારના અંતર સુધી ચોખ્ખા સંભળાય છે, બાકી તો તબલાની ઠેકાની પેઠે મિનીટ બબ્બે મિનીટે 'તેત વચન'–'તેત પ્રમાણવચન'–'પ્રમાણ'–'જે–જે'—'જે–એ'–ના લ્હેકાના જ સૂર ફકત કર્ણેન્દ્રિય પર સચોટ પડે છે.

હજુ 'ન–મો–અ–રી–હં–તા–ણું'–પૂરૂં ન થાય, ત્યા તો અંતરે અંતરે એકાસણું, અપવાસ, પોશા, છઠ, અઠમ્ આદિ

નપની આજ્ઞા મુનિરાજ પાસે મંગાય છે. વચ્ચમાં વચ્ચમાં કોઈ અઠ્ઠોત્તેર વર્ષની વયનું યુગલ, કે બ્યાશી વર્ષની વયના વિધુર, ચોથા વૃત્તની જાવજીવની આજ્ઞા માટે ઉભા થાય, તો 'ધન-ધન'ના પોકારથી તેમને વધાવી લેવામાં આવે છે.

વીર પ્રભુનું જીવનચરિત્ર વાચતાં વાચતાં મુનિ મહારાજ ચૌદ 'સુપના' સંભળાવવામાં લગભગ પોણી બે કલાક અને સાડી પાંચ સેકન્ડ ગાળે છે. કેટલાક ઘડિયાળ સામું જુએ છે. કોઇ બગાસાં ખાય છે. કોઇ ઝોલાં ખાય છે, તો કોઈ પગે ખાલી ચઢી ગયેલી હોવાથી તમતમાટી પૂરી થતાં, પગ લાંબો પહોળો કરે છે, એટલે પાછો ઉપાશ્રય સતેજ થઇ જાય છે.

' યોગી ' આદિ ઉક્ત જૈન કવિઓની કૃતિ, સંવાદ કે કાવ્યરૂપે આ બાલકો ભજવી બતાવે છે. 'બૂટ-પાટલૂને ઘર ચાલ્યું ' – કે – 'જીન પણું જાય ચાલ્યું ' – એવા મરશિયા કે – 'ધીરે ધીરે સાજન ધીરે ધીરે' – ના સૂરમાં પંચકણકી મસાલેદાર કટાક્ષથી સુધરેલા કે છકેલા કે છેલછોગાળા ઉપર સારો પ્રહાર પડાય છે, અને શ્રોતાજનોના મન પણ ઠીક રંજન થાય છે.

બાદ પાંજરાપોળ, પારેવોની ચણ, જૈનશાળા આદિ સખાવતી કાર્ય માટે ખરડા શરૂ થાય છે. કોઇ કેળવણી કે અર્વાચીન વિજ્ઞાન ઉપર ભાર મૂકી, ભાષણ કરી, તેને માટે ફંડની માગણી કરે છે. ત્યાં વળી ત્રીજો ધાર્મિક કરતાં વ્યવહારિક ફંડની ખાસ અગત્યતા બતાવી તેનો પક્ષ લેવા જાય છે – તો – 'બેસી જાઓ – બેસી જાઓ' – એવા આવકાર સાથે કોલાહલ વચ્ચે ખરડાનુ કાર્ય અધુરૂં પૂરૂં થાય છે.

આખરે મુનિરાજ મહારાજ વ્યાખ્યાન ખતમ કરે છે. આસન ઉપરથી વૃત્ત પચ્ચખાણની આજ્ઞા થતાં કોઇ જાવજીવ, તો કોઇ વરસ – છ માસ કંદમૂળ કે લીલોતરી નહીં ખાવાની બાધા

લ્યે છે. કોઇ પંદર તો કોઇ સાત દિવસ શરીરે બીલકુલ પાણી નહીં લગાડવાની, તો કોઇ લીલું દાતણ વટિક નહીં કરવાની બાધા લ્યે છે. કોઇ વરસ દિવસ લીલા સુવા નહીં ખાવાની, તો કોઇ બે વરસ જર્મન ચીરૂટને નહીં અડવાની મનથી બાધા લ્યે છે. બાદ પતાસાંનાં ડબ્બા ઉપર તૂટાતૂટ પડે છે. બીજી બાજુએ વળતે દિવસે સંઘના જમણ માટે પકવાનો બનાવવાની પણ ધમાલ ચાલ્યા કરે છે. બપોરના ઢાળમાં પણ એના એ અનેરાં રંગઢંગ જોવામાં આવે છે.

× × × ×

આ બધી પ્રવૃત્તિપર મનન કરતાં હું ઉંડા વિચાર વમળમાં અટવાઇ પડયો. શું! આજ આપણા પવિત્ર દિવસોની ધમાલ!! 'નમો અરિહંતાણં'—એમ રોજ સાધુ તથા શ્રાવક પોકારી પોકારીને બોલે છે કે સાંભળે છે. છતાં કયા સાધુ કે શ્રાવકે રાગદ્વેષને જીત્યા છે?

આમ વિચાર કરતાં કરતાં હું ઉભો થયો, અને અર્ધ સ્વપ્નવત્ સ્થિતિમાં પુસ્તક—ભંડારમાં દાખલ થયો. જુદા જુદા કબાટો રાસકથા આદિ પુસ્તકોથી ભરેલા હતા. તે નજર તળે કરીને અંદરના ખંડમાં ગયો. ત્યાં પ્રકાશ ઘણો થોડો આવતો હતો. હવા પણ ઘટ્ટ જણાઇ. બહારનો ઘોંઘાટ પણ કમી થઇ ગયો. સઘળું શાંત લાગ્યું.

ભંડારી પાસેથી કુંચી માગી લઇ પટારાનું તાળું ઉઘાડી પટારો ખોલ્યો. જુદા જુદા પોટકાંઓથી તે ભરચક હતો. એક પોટકું છોડયું તો લાકડાંનાં પાટિયાંની વચ્ચમાં હસ્તલિખિત પાનાં હતાં. ત્યારે મને લાગ્યું કે, આ તો જાણે ઇજીપ્તના 'મમ્મી' [Mummy] ની પેઠે આ પુરાણાં સૂત્રોને ભંડારના ગુપ્ત ભોંયરામાં કાળજીપૂર્વક દફનાવવામાં આવ્યા હોય!! એ સૂત્રોને આ પ્રમાણે બેદરકારીથી ભંડારી ગણ્યાં છે, તે લખવામાં બિચારા

લહીઆઓએ કેટલો શ્રમ લીધો હશે! બલ્કે એ સૂત્રો ઉપજાવનાર મહાત્માઓએ કેટલા રાત્રિ દિવસ ક્ષુધા કે તૃષાની દરકાર કર્યા વગર મનુષ્યના સંસર્ગથી અલગ, ગુફા કે પર્વતની ટેકરીપર અધ્યયન કર્યું હશે? અને તે કેવળ ભંડારી રાખવા માટે! ઉધેના પોષણ અર્થે!!

આ પ્રમાણે મનને પ્રશ્ન કરતાં મારા હાથની આંગળી મારા લમણા ઉપર હતી, અને બીજા હાથમાં એ સૂત્રોનાં પાનાં હતાં. ત્યાં–મારી અજાયબી વચ્ચે મેં કાંઈક દીર્ઘ શ્વાસ એક બે વાર સાંભળ્યો. જોઉં છું તો–પાનાં ફફડવા લાગ્યાં, અને સૂત્રને વાચા આવી. હું હેરત પામ્યો.

પ્રથમ તો એ અવાજ ઘોઘરો અને ત્રુટક લાગ્યો. વખતે કોઈ કરોળીઆએ પડ બાંધ્યું હોય તેથી અવાજ આવતો હશે, અગર તો ભોંયરાની ખરાબ હવાથી વખતે શ્લેષ્મ થઈ આવ્યુ હોય એટલે કંઠ ઘોઘરો હશે, એમ માની ધીમેથી આસ્તે આસ્તે પાના પોંજી સાફ કર્યા. તેમ તેમ શબ્દોચ્ચાર પણ સ્વચ્છ અને સમજાય તેવા કાને પડવા લાગ્યા. તેની ભાષા કાંઈ વિચિત્ર માગધી જેવી લાગી. તે જેમ તેમ મહા મુશ્કેલીએ સમજી હાલની ભાષામાં તરજુમો કરી શક્યો—

'ઓહો! આપ તો ભગવતીજી' સૂત્રના મુખ પૃષ્ઠ ઉપર પ્રથમ દૃષ્ટિ કરતાં મેં ઓળખી કાઢ્યું, 'આપતો સર્વ સિદ્ધાંતોનું સત્ત્વ [ Digest ] છો. મહાત્માજી! આપને વંદન કરૂં છું.'

'એક તરફ–અમારી આવી પ્રશંસા કરો છો, અને બીજી બાજુ—અમને ઉંડા ભોંયરાંમા ભંડારી મૃત્તવત્ત કરી દીધેલા છે. આ તમારો પ્રેમ! આ તમારી પૂજ્ય વૃત્તિ!!' સૂત્રે ક્રોધમિશ્રિત કરૂણોદ્દગાર કાઢ્યો.

'મહાત્મા! હીરા જેમ કિંમતી તેમ ચોર કે લૂંટારાના ભયથી તેને સખ્ત ચોકી–પહેરામાં રાખવાનો મનુષ્યનો સ્વભાવ છે.'

'હીરાને પ્રકાશમાં ન લાવો ત્યાંસુધી હીરા તથા પત્થરનો તફાવત—ભેદ શી રીતે પારખી શકાય ?'

'એ આપનુ કહેવુ સત્ય છે. પણ—ગુણીરાજ ! આપની ભાષા અત્યારે પ્રચલિત નથી. ત્યા આપને સમજે કોણ ? આપને હાલના જમાનાના લેબાસમા બહાર કાઢવાથી અમને લાગે છે કે, વખતે દોષ ગણાતો હશે !'

'એજ તમારી ભૂલ છે. આ રહ્યા—તમારા હાલના કાળમાં બહાર આવેલા અમારા 'આચારંગજી'—'ઉત્તરાધ્યનજી.' હરમન જેકોબી, હીગલ, મેક્સમૂલર, વેબર, સર વિલિયમ જોન્સ, પીકોક, આદિ પાશ્ચાત્ય પંડિતો અમારૂ મૂલ્ય સમજી અમને પાળીપોષી અમારા ખરા ગ્રાહક થાય છે, અને અમારૂં ખરૂં સ્વરૂપ તમારા હાલના પોષાકમાં બહાર લાવે છે; ત્યારે દીલગીરી છે કે અમારા પોતાના શિષ્યો તો અમને ગુંગળાવીને મારી નાખવા તૈયાર થયા છે.'

'મહાત્મા ! આપ અમને શરમિંદા કરો છો. પણ આપની વાત તદ્દન સત્ય છે. ખરૂં પુછોતો જૈન તથા બૌદ્ધધર્મ એક બીજાથી સ્વતંત્ર છે, એ તો હરમનજેકોબીએ પ્રમાણ સહ સમજાવ્યું ત્યારે જ અમારી જાણમાં આવ્યું.'

'ત્યારે—ખરા જૈની તે એ કે તમે ?' સૂત્રે બે ચાર પાનાનો ઉછાળો મારી મને સવાલ કર્યો.

'મહાત્મન્ ! એ તો આપના ઉપર જે શ્રદ્ધા રાખે તે.'

'તમે હજુ કાંઈક અચકાઓ છો. અમો પૌરાણીઓને આત્મશ્લાઘા વર્જીત છે. અમારા વિશે કાંઈ શંકા હોય તો બેલાશક કહી દયોને !'

'ગ્રંથીરાજ ! અમે તો પામર જીવ, આપના પગની રજ છીએ. આપ તો કેવલી છો, પણ આપે જયારે શંકાનું પૂછ્યું તો

મને હવે હિંમત આવી છે. મહાત્મા ! આ વિજ્ઞાનકાળના જમાનામાં હવે અંધશ્રદ્ધા તો ન જ ચાલે.'

'બિલ્કુલ નહીં, અને અમે પણ તેમ કરવાનું ક્યાં કહ્યું છે?'

'ત્યારે પૃથ્વી ગોળ દડારૂપે છે, એમ અર્વાચીન વિદ્યાથી સિદ્ધ થઈ ચૂક્યું છે. એક ધ્રુવથી બીજા ધ્રુવ સુધી કે એક દિશાએથી બીજી દિશાએ આખી પૃથ્વીનું પરિક્રમણ કરવાથી પુષ્ટિ મળે છે, છતાં પૃથ્વી થાળી જેવી છે. તેને બે સૂર્ય અને બે ચંદ્ર છે. લવણ સમુદ્ર ઉપરાંત દધી સમુદ્ર, અમૃત સમુદ્ર—આવા અનેક સમુદ્રો છે. આવી આવી આપની ખગોળ ભૂગોળની હકિકત વિશે અમારે શું માનવું ?'

'આ પડયાં બિચારાં 'જંબુદ્વીપ,' 'સૂર્ય' તથા 'ચંદ્ર પન્નતિ.' કોઇએ તેમની સાથે પૂરો વાર્તાલાપ પણ કર્યો છે ?'

'મહાત્મા ! આવા સવાલો અમે જ્યારે કાઢીએ છીએ, ત્યારે અમને તો એવો જવાબ મળે છે કે-'એ તો તમે અંગ્રેજી ભણેલાનું મગજ તેના જેવું છે, એટલે તમે એવા નાસ્તિકની વાત માનો છો. બાકી તો સૂત્રમાં છે તે જ ખરૂં છે.'

'ખગોળ કે ભૂગોળ, ભૂસ્તર વિદ્યા કે અર્થશાસ્ત્ર આદિ દેહાત્મવાદ [ Materialism ] વિશે અમે પ્રાસંગિક વિવાદ કર્યો હશે; તે તો જે કાળમાં આવા વિષય પર લખાયું હોય, તે કાળ, દ્રવ્ય, અને ક્ષેત્ર ધ્યાનમાં લઇ, તેનો બુદ્ધિ અને ડહાપણથી તોલ કરી સમજવાનું છે. બાકી અમારો પ્રાધાન્ય હેતુ તો આત્મિકજ્ઞાન સબંધે જ છે, છતાં આવું કોણ કહે છે ?'

'અમારા આધુનિક મુનિ મહારાજો'

'મુનિ મહારાજ ! કે મૌન્ય મહારાજ ! !' સૂત્રે લગાર ક્રોધનો ભાવ દર્શાવ્યો.

'એમ કેમ?' હું લગાર ચમક્યો.

'અમે ઠીક કહીએ છીએ. અંહી પડયા પડયા પણ તમારા બહારના જગત્‌ની શી ઘટમાળ ચાલે છે, તે અમને બરાબર વિદિત છે. તમે સંસારી કરતાં અમે તે સાધુ વ્યક્તિનો વિશેષ દોષ જોઇએ છીએ. દર વરસે આ ટોળામાં વધારો થયા કરે છે, પણ તેમાં કેટલાક સુશિક્ષિત છે, તે તો અમને કહો ? સંસ્કૃત કે માગધીમાં કોઇ પણ પારંગત થયેલ છે ? એકાદ હેમચન્દ્રાચાર્ય કે એકાદ 'અષ્ટાધ્યાયી' તો બતાવો ?'

'તેવા તો મહાત્મા ! આંગળીને વેઢે ગણીએ તો પણ મળી આવવા મુશ્કેલ છે.'

'તો પછી અમે તેવાને મૌન પાષાણ સમ કહીએ, તેમાં ખોટું શું છે ?'

'પણ—મહાત્મા ! શ્વેતવસ્ત્ર ધારણ કર્યા, અને મુંડન કરાવ્યું, એટલે અમારે તો તેમને નમવાની ફરજ થઇ ચૂકી ને ?'

'એવું અમે તમને કયાં કહ્યું છે ? તમે વેષને પૂજો છો કે વૈરાગ્યને ? વેષને જ જો પૂજતા હો, તો અનેક ભગવાં વસ્ત્રધારી જોગી, અતીત, કે બાવા નદીને કાંઠે ધૂણી ધખાવી કે લોખંડના સળીઆની શય્યાપર પડયા પડયા તપ કર્યા કરે છે, તે કઇ રીતે ઉતરતા છે ?'

'ખરૂં છે મહાત્મા ! વૈરાગ્યને જ વંદન કરવું જોઇએ, પણ ગ્રંથો વાંચીએ છીએ ત્યા મહાન મોટી રીદ્ધિ સિદ્ધિ છતાં, તેને તુચ્છ ગણી ત્યાગ કર્યાના અનેક દૃષ્ટાંતો છે. જ્યારે અમે અત્યારે નજરે જોઇએ છીએ, તો તેથી ઉલટું દેખવામાં આવે છે. મહાત્મા ! આપે આ વાત છેડી, ત્યારે આપની પાસે ખરી વાત જણાવવી જોઇએ. પ્રતિ વર્ષે જે સાધુ સાધ્વીઓ થાય છે, તેમની

લાયકાતનું પત્રક રાખ્યું હોય, અને સંસારપક્ષે શું ધંધો અને અભ્યાસ–એ ખાનાં પૂર્યાં હોય તો, મહાત્માજી! આપને ખાત્રી થશે કે, નવાણું ટકા તો પૂરું ગુજરાતી પણ ભણ્યા વગરના, અને કાંઇપણ ધંધા વગરના, કેવળ માનસિક દુઃખ ટાળવા કે શારીરિક સુખ માણવા શિરા માટે શ્રાવક થવા આ પંથમાં જોડાતા હશે!'

'અમારા 'ઉતરાધ્યયનજી,' સ્પષ્ટ કહે છે કે–'જ્ઞાનગુણ સંપન્ન હોય તેને જ મુનિ કહેવાં.' પૂરી કસોટી કર્યા વગરના–લેભાગુને દીક્ષા નહીં દેવાનો તમારો પોતાનો જ અધિકાર છે, તો પછી એમાં દોષ કોનો?'

'અમારો, શ્રાવકોનો, અને એ બધાના ખાનપાનનો બોજો પણ અમારે જ ઉઠાવવો પડે છે.'

'બોજો! શ્રાવકને સંકોચ ન પડે તેમ વ્હોરવાની સાધુની ફરજ છે, તો પછી એમાં બોજો શાનો?'

'સૂત્રરાજ! આપના 'આચારાંગજી' સાધુની ફરજ વિશે ગમે તે ફરમાન કરતા હોય, પણ વ્યવહારમાં તો મોટે ભાગે જૂદી રીતે જમાનો ચાલે છે, અમને ચાનું વ્યસન લાગુ પડી ગયું હોય તો અમારા મહારાજોને તેથી બેવડું બધાણ થઇ ગયું છે. સવારનાં પહોરથી આ માટે દોડાદોડી થતી જણાય છે. ત્યારબાદ હજુ દશ કે અગીઆર ન વાગ્યા હોય, હજુ ઘરના માણસો જમી પણ ન રહ્યા હોય ત્યા–"કા–આ! ફલાણાભાઇ! સુજતા છો ને'–એમ પ્રથા પ્રમાણે બોલતા સાધુરાજો આહાર માટે દરોડો પાડે; પછી સંકોચ પડે કે ન પડે પણ શ્રાવકનો વિવેક તો સાધુનો સારી રીતે સત્કાર કરવાનો જ રહ્યો.'

'આ તો ગજબ!' સૂત્રે દીર્ઘશ્વાસ નાખ્યો.

'મહાત્મા! આ ખરી વાત છે. નવાણું ટકા નિરક્ષર સાધુમાં ઘણા થોડાં શુદ્ધ આચાર પાળતા હશે. બાકી તો મેં આપને જણાવ્યું તે પ્રમાણે જ નિત્ય કર્મ જોવામાં આવે છે.'

'ત્યારે તમારા વિદ્વાન સાધુવર્ગની પણ આવી સ્થિતિ છે?'

'મહાત્મા ! મેં આપને કહ્યું તેમ એક ટકો સુશિક્ષિત વર્ગ છે. તેમને માટે અમને પૂરૂં માન છે. તેમાં પણ ખરા મુમુક્ષુ તો બિચારા ખુણે પડયા પડયા પોતાનું જીવન સુધારે છે. બાકી આ વ્યકિતમાં પણ હાલ નવીન પ્રકારનો ડોળ અને દંભ ચાલુ થયો છે.'

'એ—શું ?'

'કેટલાક–માર્ગોપદેશિકા ભાગ પહેલો, કે સ્યાદ્વાદ મંજરી, કે તર્કસંગ્રહ–ઉપરાંત થોડા શ્લોકો ઉપર ઉપરથી ગોખી, મોઢે કરી, 'પંડિતંમન્યાઃ' બને છે; તેની સાથે કોઇ બે ચાર અગ્રેજી શબ્દોનો પણ ભંડોળ ધરાવે છે. કોઈ તો જાહેર વ્યાખ્યાનનોજ અભખરો ધરાવે છે; અને જયાં ત્યાં 'પ્રસિદ્ધ જૈનવકતા મુનિ'–એ નામે હેન્ડબીલો કઢાવી, 'ધર્મની સામાન્યતા' એવાં એક જ બાનકના ભાષણો સ્થાનક બહાર કરવાનો શોખ ધરાવે છે. તેની સાથે પોતાની સભાનો પ્રમુખ ગામનો મોટામા મોટો અધિકારી કેમ બેસે, તેની તો ખાસ તજવીજ કરાવે છે. કોઈ તો વળી જમાદાર, ફોજદાર, સુબેદાર, થાણદાર આદિ વિવિધ પ્રકારના અમલદારને કેમ ચીઠી લખી, કેમ મળ્યા, શું વાતચિત કરી, તે પ્રસિદ્ધ કરવામાં જ પોતાના જીવનનો અંતિમ હેતુ માને છે. તો કોઇ છબી કે પગલાં પડાવવામાં કે દોરાધ્રાગાનો ચમત્કાર બતાવવામા, કે અમુક સંસ્થાને બહાને દ્રવ્ય સંગ્રહ કરવામાં જ પોતાની ખરી તપશ્ચર્યા ગણે છે.'

'બસ ! આ તો જાણે મહિષિ જેઠ માસમાં મલંગની પેઠેમ્ છકી ગઈ હોય, તેમ વાત વિફરી ગઇ લાગે છે.' સૂત્રે દશબાર પાનાનો ઉછાળો મારી સખ્ત રોષ પ્રદર્શિત કર્યો.

'મહાત્મા ! સંધાડો એ સાધુની નાત છે. એ નાતમાં અનેરાં તડાં છે. પ્રત્યેક તડું સ્થાનિક સ્વરાજય માટે મથે છે.'

'કુસાધુને સુસાધુ તરીકે માનવા—એ પચીસ મિથ્યાત્વ પૈકીનું એક મિથ્યાત્વ છે. છતાં તમે શ્રાવકો શા માટે ઢાંકપિછોડો કરો છો?'

'બોધીરાજ! શ્રાવકમાં પણ ત્રણ પ્રકારના પ્રાણીઓ છે. [૧] શિયાળ—ખરી હકીકત જાણે છતાં ઈરાદાપૂર્વક એક યા બીજા પક્ષને વળગી રહે છે. [૨] ઘેટું—ખરી સ્થિતિનું ભાન નહીં, ફક્ત ભોળેભાવે જેમ દોરીએ તેમ દોરાય; જેમ રેંસીએ તેમ રેંસાય. [૩] સિંહ—સત્યનો પક્ષ લેવા સદા તત્પર. પણ મહાત્મા! આપ જાણો છો કે—ટોળામાં સિંહ તો માત્ર એકાદ હોય, બાકી તો શિયાળ અને ઘેટાંનોજ વધારો જોવામાં આવે છે. એ શિયાળની લુચ્ચાઇથી બિચારો સિંહ 'બદનક્ષી' કે 'સંઘ બહાર' ની જાળમાં ફસાઇ પડે છે.'

'તમારા બાળવ્રતધારી શ્રાવકોની આવી અધોગતિ!' સૂત્રે ઉંડો નિશ્વાસ નાખ્યો.

'મહાત્મન્! આપે વ્રતની વાત કરી? પહેલું વ્રત દયા અનુકંપાનુ છે. એ વ્રત અમે કેમ પાળીએ છીએ તેનો આપને ખ્યાલ નહીં હોય. દાન ઉર્ફે સખાવત એ દયાનુ ઉપાંગ છે. કીડી કે મકોડીને બચાવવા અમે નોકરોના ખાસ ખર્ચ કરીએ છીએ, પણ મનુષ્ય જેવા પંચેન્દ્રિય જીવની શાતા માટે કાંઈ પણ ઉપાય યોજવામાં અમે દયા સમજતા નથી. મહાત્મા! આપના આરામાં મનુષ્યને પેટ ભરવાની કશી ફીકર ચિંતા નહોતી, ઘેર ઘેર કલ્પવૃક્ષ હોય, અને સુખ સુખની લ્હેરમા બિરાજતા હોય, તેવા સમયમાં નાના પ્રાણીઓનાં સુખ માટેજ ખાસ ધ્યાન અપાતુ હોય, પણ ભગવંત! આતો પંચમ આરો છે. તે કેવો દુઃખમ્ દુઃખાનો છે, તે તો આપે પોતેજ અગાઉથી ભાખી રાખ્યું છે. મનુષ્યને પેટ ભરવાના પણ સાંસાં પડે છે. પાંજરાપોળનાં ખોડાં ઢોર કરતાં પણ

વિશેષ કરૂણાજનક સ્થિતિ અમારા ભાઇઓની છે. કેટલાકને તો અધું ટંક પણ પેટ પૂરતું ખાવાનું ભાગ્યેજ મળતું હશે. અરે! હજારો લોકો ભૂખમરાથી મૃત્યુનો ભોગ બનવા લાગ્યા છે. આટલું છતાં કુતરાના રોટલા કે બોકડાનુ દૂધ, કે પારેવાની ચણ માટે જેટલી કાળજી રખાય છે તેટલી, બલ્કે તેનાથી ચોથા ભાગની પણ, કાળજી અમારા આ દુઃખી ભાઇઓને ખોરાક મળે તેવા ઉદ્યમે લગાડવા કે તેના પુત્રોને યોગ્ય કેળવણી અપાવી સુખી કરવા પાછળ રખાતી નથી.'

'કેળવણી કે જ્ઞાનદાન–એતો અમોએ પણ શ્રેષ્ઠ કીધું છે, એ શું તમારા શ્રીમંતોને ખબર નથી?'

'ખબર હશે, તોપણ અપાસરાના ફંડમાં કે સંઘના જમણમાંજ સખાવત થાય છે; અને તેજ ધર્મ ગણાય છે. પણ કેળવણીના ફંડમાં કોઇપણ સ્થિતિના પ્રમાણમાં હાથની મુઠી છુટી કરતા નથી.'

'એનું કારણ શું?'

'એનું કારણ પણ મહાત્મા! એમ છે કે—આવી સખાવત કરવાની અમને મૂળથીજ ટેવ પડી નથી. બીજી કોમોમાં પોતાની કમાણીનો અમુક હિસ્સો સખાવત માટે કાઢવાની ફરજીઆત રસમ પડી ગઇ હોય છે. પણ અમને તો બે ચાર 'અપવાસ' કે એક બે 'પોષા' કર્યે પુણ્ય મળી જતું હોય, તો પછી કોથળીનું મોઢું છોડવાની ઉપાધીમાં શા માટે પડીએ? વગર દોકડે દયા પળાતી હોય, તો અમે શૂરા અને પહેલ કરનારા છીએ.'

'દયાનો કેવો અનર્થ!!' પાનાં વળી જઇ સૂત્રે કરૂણાનો ભાવ દર્શાવ્યો.

'મહાત્મા! આ તો પહેલા વ્રત સબંધે આપને ટુંકમાં ચિતાર આપ્યો. એજ પ્રમાણે—બાકીના વ્રત પણ પળાય છે.

મહારાજની પાટ પાસે બેસનારા તો ચોવીસ તીર્થંકરોને ખીસ્સામા લઈને ફરે છે, એટલે હાલતાં-ચાલતાં ઢીંગલાના ફાયદા માટે ‘પૂજની પાટ’ કે “ચોવીસ તીર્થંકર’ના સોગંદ ખાવાનો તેમને બિલકૂલ વાંધો નહીં. ખોટું બોલવું, ખોટું તોળવું, ખોટી સાક્ષી પૂરવી, કે ખોટાં ખત કરવાં-એતો મહાત્મા! બીજા કે ત્રીજા વ્રતના અપવાદ તરીકેજ ગણાય છે. તોપણ જો કાંઈ દોષ લાગતો હોય, તો સવાર સાંજ એક બે કલાક ‘સામાયીક’, ‘પડિક્કમણું’ પઢતા પોપટની પેઠેમ્ કરી ગયેથી ‘મિચ્છામિ દુક્કડં’ થઇ જાય છે.’

‘આતો કેવળ ધર્મની હાંસી કે હિંસા સિવાય બીજું કશુંજ નથી.’

‘ભગવંત્! મુખ એ અંતરનું દર્પણ છે. ઉપરથી જ્યાં સ્વચ્છતા નહીં, ત્યાં ભીતરની નિર્મળતાની આશા શી રીતે રાખવી! શ્રેણિક રાજા કે ચેલણા રાણી કે આણંદજી શ્રાવક સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રો પહેરી, ભગવાનનો બોધ સાંભળવા ગયાના આપ દ્રષ્ટાંત આપો છો, પણ અમારા આધુનિક આણંદ શ્રાવકો તો પથારીમાંથી ઉઠતા કે આંખ મોઢું ધોયું ન ધોયું, કે કાચ્છડી પૂરી વાળી કે ન વાળી, ને લાગલા બગલમાં પથરણું નાખતાંકે સવારના બે ત્રણ કલાક અપાસરે આંટો જઇ આવે છે. નાવા-ધોવાની તો અવસરે વાત.’

‘ધર્મનો આવો હેતુ બિલ્કૂલ છેજ નહીં.’

‘ધર્મ ગમે તેવો ઉંચો હોય, પણ ધર્મના અનુયાયીઓ કેવા છે-તે ઉપરથી જ અન્યધર્મી ધર્મની કિંમત આંકે છે. પરિણામ એ આવે છે કે—આવો ઉંચો જીનમત જેમાં અંધશ્રદ્ધા કે વ્હેમ કે પાખંડની તો બિલ્કૂલ વાત જ નથી, જે પ્રાણી માત્ર ઉપર સમભાવ રાખવાનું બોધે છે, તે બીજાની નજરમાં અત્યારે ઘણો હલકો ગણાય છે. ભગવંત! માફ કરજો. આપે બારવ્રત ઉપરાંત

અમારા શ્રાવકો માટે તેરમું 'સ્વચ્છતાવ્રત' ખાસ ફરમાવ્યું હોત તો હાલના કાળમાં વધારે અનુકુળ ગણાત.'

'સાધુ અને સંસારીના વ્રત જૂદાં જૂદાં છે. તમો સંસારી માટે અમે જે વ્રત બતાવ્યા છે, તે ફકત શુદ્ધ નીતિ અને ન્યાયના જ નિયમો છે. તેને યથાશકિત અનુસરી તમે તમારો વ્યવહાર ચલાવો, તેમાં શાસ્ત્ર કયાં આડાં આવે છે ! દેહશુદ્ધિ એ તો મનુષ્યનું નિત્યકર્મ છે, એવી સાદી સમજ માટે પણ શું અમારે ધર્મમાં ફરમાનો દાખલ કરવાં ?' એ ચાર પાનાં છેક મારા ગાલ સુધી ઉછળી આવ્યાં:

'મહાત્મા ! શાત થાઓ. જે ટોળાને પનારે અત્યારે આપ પડયા છો, તેની આત્મિક ઉન્નતિ માટે આપને કાળજી છે; એટલે આપની પાસે જરા ખુલ્લા શબ્દોમાં આ વાત કહેવી પડી. હજુ બીજી સનસનાટીભરી ચોંકાવનારી વિગતો આપની પાસે મૂકું તો આપના કોમળ હૃદયમાં નાહક ક્ષોભ પેદા થાય તેમ છે.'

'હવે અધુરૂં શું કામ રાખો છો ?'

'સૂત્રરાજ ! એમાં આપને રસ પડે તેમ નથી. સરકારી દફતરની ચોકખી બાબત છે. છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે આ ભરતખંડમા જૈનોની વસ્તી વીસ લાખમાંથી ઘટીને પંદર લાખે આવી છે. અમારા મુંબઈ ઇલાકામાં દર વરસે મુસલમાનમાં હજારે ચોવીસ ટકા મરણ પ્રમાણ છે. તો જૈનોમાં સતાવીસ ટકા મરણ પ્રમાણ આવે છે. ફકત મુંબઇ શહેર લેશો તો, મુસલમાનમાં હજારે પચાસ ટકા, હિન્દુમાં સાડત્રીસ ટકા, ત્યારે જૈનોમાં હજારે સીત્તેર ટકા મરણ પ્રમાણે દર વરસે આવે છે. તેનું કારણ શોધવા અને આવું ભયંકર મરણપ્રમાણ અટકાવવાના ઉપાય યોજવા જૈન કોમે કાંઇ પણ દરકાર કરી છે ?'

'આતો તમો સમુદાય ભેળા મળી, વિચાર ચલાવી, ઉપાય કરી શકો તેવી બાબત છે.'

'ખરૂં છે, મહાત્મા ! આરંભે શૂરાની પેઠે બીજાને પગલે ચાલી અમે પણ કોન્ફરન્સો ભેગી કરી, પણ રાસભના અવાજની પેઠે ધીમે ધીમે સંમેલનનું શૂર અને શકિત પણ મોળી પડતી ગઇ. કેળવણીના સબંધમાં ધાર્મિક અને વ્યવહારિક બાબત તડાં પડે છે. હુન્નર-ઉદ્યોગશાળાની શુભ શરૂઆત થાય, ત્યાં પણ ફંડ માટે રોદણાં, બે કે ચાર આના ફંડની પેટી ખોલીએ - તો તે પેટી અર્ધી તસુ પણ ન ભરાય, ત્યાં કોમને માટે 'સેનેટોરિયમ,' 'હોસ્પીટલ', 'દવાશાળા,' 'સસ્તા ભાવના અનાજની દુકાન,' 'સસ્તા ભાડાની ચાલ......'

'બસ ! બસ ! બસ ! અમારે વિશેષ સાંભળવું નથી. પંચમ આરો પૂરો થવાને જો કે સાડાઅઢાર હજાર વર્ષની વાર છે, તોપણ આ બધા છઠ્ઠા આરાનાં ચિન્હ જણાય છે. માટે હવે અમને શાંતિથી પડયા રહેવા દયો.' પાનાં હેઠે નમવા લાગ્યાં, અને સૂત્રની વાચા પણ ક્ષીણ થતી ગઈ.

'ભગવંત ! કૃપા ! ! આપ ત્રિકાળદર્શી છો. અમારો ઉદ્ધાર કયારે થશે, એટલું પણ નહીં બતાવો ?' એ હાથ જોડી કરગરવા લાગ્યો.

'સાધુ સુશિક્ષિત ન હોય, અને શ્રાવકો સાચા કેળવાયેલા ન હોય ત્યાં સુધી અજ્ઞાનતા, અને અંધશ્રદ્ધારૂપી તિમિરથી સ્થાનક આચ્છાદિત રહેશે. સુશિક્ષિત સાધુ અને કેળવાયેલા શ્રાવકનો સપ્રેમ સગાગમ જામશે, ત્યારેજ જ્ઞાનરૂપી અરૂણોદય થશે - ત્યારેજ તેનાં કીરણો આ અંધકારમાં ડુબેલ ભંડારમાં ફેલાશે—ત્યારેજ અમારો ઉદ્ધાર થશે—ત્યારેજ અમારા તેજના અંકુરો ફુટશે - ત્યારેજ પાણી ચમકશે - ત્યારેજ સાચો દયાધર્મ, અહિંસાધર્મ ફેલાશે- - ત્યારેજ......'

ભંડારીએ પ્રવેશ કર્યો, તે પહેલાં પાનાં સ્થિર થઇ ગયાં, અને વાચા એકદમ બંધ પડી ગઇ. સૂર્યાસ્ત થવા આવ્યો છે અને પ્રતિક્રમણનો સમય થયો છે, એ તો ભંડારીએ કહ્યું ત્યારેજ મને ખબર પડી. પાનાં સરખાં કરી, પોટકાં પાછાં જેમનાં તેમ બાંધી, પટારામાં મૂકી, તે બંધ કર્યો, અને ભંડારની બહાર નિકળ્યો, ત્યારે સ્વચ્છ હવા આવી, અને મગજ હળવું થયું.*

* ગોળી જેમ કડવી તેમ તેનો ગુણ આરોગ્યવર્ધક હોઇ, સાકરનો કાંઇ પણ પટ દીધા વગર આ સંવાદ 'પ્રકાશ'માં લાવવાની મારી ફરજ મેં માની છે.

# કેલવણીનું કંદ

કાળને સીમા નથી પણ જીંદગીને તો છે જ, એટલે અલ્પ સમયમા અગાધ જ્ઞાન પ્રાપ્ત થાય તેવી યોજના મનુષ્યને મૂળથી જ રૂચીકર છે. ક્વાથ કે ડોઝના ઢીચારાનો ગુણ એક સુક્ષ્મ ગોળી [ Tabloid ]માં સમાતો હોય, અને ખસુસે તેવી ગોળી ઉપર સાકરનો પટ્ટ માર્યો હોય તો તે આનંદથી ગળી શકાય છે. તે નિયમ ધ્યાનમાં રાખી અમે કેલવણીના કંદનું વાવેતર શરૂ કર્યું છે, અને તે કંદ પૌષ્ટિક, સ્વાદિષ્ટ તેમજ ઇતર અનેકાનેક ગુણવાળું હોઇ અમારા [વાચક] ગ્રાહકોને જરા ચખણી તરીકે ભેટ મોકલીએ છીએ

પ્રત્યેક મનુષ્યના ધડ ઉપર અધમણના વજનવાળુ મસ્તક જડેલું હોય છે. એ મસ્તકનો કોઠલો, જેને સાહિત્યમાં 'ભેજુ' કહે છે; તે કોઠલામાં અમુક ચીજ સંગ્રહેલી હોય છે–તેનું નામ 'જ્ઞાન', અને તે જ્ઞાન ઉપાર્જનની કલા તે 'કેલવણી.'

કેલવણીના બે પ્રકાર છે. [૧] વ્યવહારૂ કેલવણી એટલે 'અકલ બડી કે ભેસ'–એ સૂત્ર શિખવાની વિદ્યા. [૨] વેદિયા કેલવણી–'એટલે આમ ત્રણ ખરૂ–કે–નિમ ત્રણ'–વા–'પાઘડીમાં માથું –કે-માથામાં પાઘડી'–એ તર્કના નિર્ણયની વિદ્યા. સઘળા વયોવૃદ્ધ યાને જમાનાના ખાધેલા મનુષ્યો મોટે ભાગે પહેલા પ્રકારની કેલવણી જે સર્વોત્તમ ગણાય છે, તેમાં પારંગત હોય છે, અને જે વિદ્વાનો વાસ્તવિક પહેલા પ્રકારની કેલવણીથી અપરિચિત હોય છે, તે બહુધા દ્વીતિય પ્રકારની કેલવણીમાં નીપુણ હોય છે.

કેલવણી જો અમદાવાદી સાહિસ્તખાની કાગળ ઉપર ચિતરવામાં આવે તો ઓછામા ઓછા દશ ધા કાગળ જોઇએ, અને તે સંપાદન કરવા પાછળ કાશી કે કેમ્બ્રિજની કોલેજમાં દશ વર્ષ ગાળવાં જોઇએ. તન, મન અને ધનના આટલા બધા પરિશ્રમ છતાંયે જો માથાનો કોઠલો ખોલીને દ્રષ્ટિગોચર કરીશું તો શૂન્યનો શૂન્ય હોય છે. જ્યારે અમારૂં કેલવણીનુ કંદ, કદમાં નાનું છતાં સ્વાદમાં એવું મિષ્ટ છે કે હરકોઇ મનુષ્ય હોંશથી કરડી ખાશે, અને વધેલુ પાછું પોતાના વાસ્કૂટના ગજવામાં સંઘરી રાખશે; એટલે ગાજર જેવો ગુણ છે—વાગે ત્યાં લગી પપોડી; ન વાગે તો કરડી ખવાય !

જેમને ઉચ્ચત્તર કે માધ્યમિક તો શું, પણ પ્રાથમિક કેલવણી મેળવવાનો અવકાશ નથી મળ્યો; તેને પણ આ કંદના શેષ ભાગનુ ચાટણ કર્યેથી 'પેગડે પગ છતાં 'બ્રહ્મ' ઉપદેશ' મળશે, એટલુંજ નહીં પણ મહાન સાક્ષરોની ગણનાયે પણ વખતે પહોંચી શકશે.

કેલવણીના અનેક પ્રકારના કંદો તૈયાર છે, તોપણ ફરમાશને અભાવે સ્વેચ્છા મુજબ જૂજ ચુંટણી કરી છે.

[ ૧ ]

## ભૂગોળના મૂળ તત્ત્વો

**પૃથ્વીનો આકાર**

બ્રહ્માના પુત્રો ભૂદેવ જે લોકમાં વિચરતા હોય, તે લોકનું નામ મૃત્યુલોક અગર પૃથ્વી. પ્રથમ એવો મત પ્રચલિત હતો કે, આપણી પૃથ્વીનો આકાર ઘંટીના પડ જેવો છે. જ્યાસુધી ખાખી બાવાઓનું પરીબળ હતું, ત્યાંસુધી તેમના માલપૂઆના આધારે પૃથ્વીનો પણ તેવો આકાર કલ્પેલો. પણ જ્યારથી ભૂદેવનું સામ્રાજ્ય

જામ્યું, ત્યારથી એ મતનો લોપ થયો છે; અને બારીક સંશોધનના પરિણામે હવે પ્રતિપાદન થયું છે કે—'પૃથ્વી માલપૂઆ જેવી ગોળ નથી, પણ મોદક જેવી ગોળ છે.'

તેની પૃષ્ટિમાં અનેક દૃષ્ટાંતો સાથે એ પણ કહેવાય છે કે-ભૂદેવની ફાંદ ગોળ છે, ભૂદેવનો પ્રાધાન્ય આહાર પણ ગોળ છે, ભૂદેવની પાઘડી ગોળ છે-માટે ભૂદેવ જે સ્થાનમાં વસે છે, તે સ્થાન યાને પૃથ્વી પણ ગોળ છે. દાખલા તરીકે—એક માંકણ ભૂદેવની ફાંદ ઉપરના નાભિ પ્રદેશમાંથી નીકળી જમણી દિશાએથી પ્રવાસ કરવા માડશે, તો મુખ ફેરવ્યા વગર પીઠના ગોળાર્દ્ધનું પર્યટન કરી ડાબી બાજુએ થઇ મૂળ સ્થાને પાછો સહીસલામત આવી શકે છે. તેજ પ્રમાણે મનુષ્ય પણ હરકોઇ સ્થળેથી રવાના થઇ મુખ ફેરવ્યા વગર બંને ગોળાર્દ્ધનું પરિક્રમણ કરી પુનઃ પોતાના મૂળ સ્થાને અમુક સમયે પહોંચી શકે છે.

## ભૂકંપ અને જવાલામુખી

જે પ્રમાણે ભૂદેવના પેટની અંદર અહર્નિશ મોદકાગ્નિ પ્રજવલિત હોય છે, છતાં ઉપરની ત્વચા ઠંડી જણાય છે-માટે માંકણ નિરાંતે હરફર કરી શકે છે. તેજ મિશાલે પૃથ્વીના પેટાળમાં પણ નિરંતર ધાતુઓ બળ્યા કરે છે, છતાં ઉપરની સપાટી ઠરેલી છે—માટે આપણે વસી શકીએ છીએ.

ભૂદેવના ફાંદાને વખતે વખતે આફરો ચઢે છે, તેવે સમયે પ્રથમ અંદર મોટો ધડાકો થાય છે; બાદ ફાંદ ફુલે છે, ત્યારે આંચકો આવે છે. જેના પરિણામે એવે સમયે એ ફાંદ ઉપરની જડ કે ચેતન વસ્તુનું ગુરૂત્વાકર્ષણ અસ્થિર થતાં ઉથલાઈ પડે છે. તેજ સુજબ આપણી પૃથ્વીના પેટાળમાં પણ સમયે સમયે અજીર્ણ થઈ જતાં ચૂંક અને આચકી આવે છે. પરિણામે કયાંક ક્યાંક ફાટે છે, અને પછી ધ્રુજે છે. આથી ધરતી ઉપર વસતા પ્રાણીઓ અને માલમિલ્કતનો વખતે વખતે સંહાર પણ થઇ જાય છે. આ ક્રિયાનું નામ તે ભૂકંપઃ

**શહેર-સમુદ્ર-પર્વત**

એક મોદક લ્યો, અને તેને પૃથ્વી કલ્પો. તે ઉપર રવાના ઝીણાં ઝીણાં દાણાં દેખાય તે શહેર કે ગામડાંના સમૂહ સમજવાં. તે ઉપર ગોળની ટેડી કટકી કે ઘાસનું તણખલું વળગેલું હોય તે પર્વત કે ડુંગર જાણવા. તે ઉપર ઠામ ઠામ સફેદ ઘીની છારી વળેલી દેખાય છે તે, સમુદ્ર કે મહાસાગર માનવા.

**પૃથ્વીની ઉત્ક્રાંતિ**

પૃથ્વીની ઉત્પત્તિ વિશે વિજ્ઞાનશાસ્ત્રીઓનો એવો મત છે કે, પ્રથમ તે વરાળ [Nebulx] રૂપે હતી; તેમાંથી પ્રવાહીરૂપ બની. બાદ રફતે રફતે, ઠરતે ઠરતે નક્કર બની. વિજ્ઞાન-શાસ્ત્રના એ પ્રમાણને મોદકની ઉત્પત્તિથી પૃષ્ટિ મળે છે, કારણ મૂળ ઘઉંનો લોટ ફુંક મારતાં ઉડી જાય તેવો એટલે વરાળ જેવો છે, તેમાં ઘૃત ભળતાં તે રૂપ લ્યે છે. બાદ નક્કર ગોળનું મિશ્રણ થતાં છેવટનું નક્કર સ્વરૂપ ધારણ કરે છે.

બ્રાહ્મણને લોટ, ઘી અને ગોળ-એ ત્રિગુણાત્મક તત્ત્વો અર્પનાર તે યજમાન એટલે બ્રહ્મા, માટે 'ઉત્પાદક'. ત્રિગુણાત્મક મૂળ તત્ત્વોમાંથી મોદકની સ્થિતિ બાંધનાર તે રસોયા એટલે 'વિષ્ણુ' માટે 'સ્થાપક,' અને મોદકને સ્વાહા કરનાર તે ભૂદેવ એટલે મહેશ, માટે 'સંહારક' કહેવાય છે.

[૨]

## ખગોળના મૂળ તત્ત્વો

**વ્યુત્પત્તિ**

બારાક્ષરીનો 'ખ' ગોળ નથી, છતાં આપણો આ 'ખ' યાને આકાશ ગોળ છે. ખગોળ એટલે સૂર્ય, ચંદ્ર, ગ્રહ, ઉપગ્રહ, કેતુ, ધૂમકેતુ, નક્ષત્ર, પનોતી, પુંછડીઆ તારા, પુંછડી વગરના તારા, તારલા, તારલિયા આદિ બ્રહ્માંડ ઉકેલવાની વિદ્યા.

## સૂર્યમંડળ

જેમ કોઈ શ્રીમંત શેઠીઆની લક્ષ્મીના અંબારની આસપાસ અમુક વ્યક્તિઓ નિશદિન ભ્રમણ કર્યા કરે છે, જેમ દીવાના તેજની આસપાસ પતંગીઆ ફર્યા કરે છે, તેમ આપણા તેજસ્વી પ્રભાકરને આઠ ગ્રહોનું લશ્કર વળગેલું છે. વસ્તુતઃ જેમ કોઈ રાજદ્વારી બંધવો આઠ કોઠા વચ્ચે પૂરાણો હોય, અગર કોઈ નવાબ સાહેબનો મહેલ આઠ દોઢીની મધ્યમા આવેલો હોય, તેમ આપણા દેદિપ્યમાન માર્તંડરાવ આઠ ચોકીની મધ્યમાં પુરાયા છે.

પહેલી ચોકી મરક્યુરી નામનો ગ્રહ કરે છે. પણ તેની ચોકી અંદર હોઈ આપણાથી અદ્રસ્ય ફરે છે.

બીજી ચોકી શુક્ર નામના સિપાઈની છે. તે સિપાઈદાદા એક આંખે બાડા છે, પણ બીજા નેત્રમાં બમણું તેજ જણાય છે. તોપણ એ દાદાનાં દર્શન થતાં તો આપણને ફક્ત દાળીઆ-ચણા ફાકવાનું જ મળે છે.

ત્રીજી ચોકી આપણા પૃથ્વીસેનની છે, કે જેની સાથે આપણું વીધિ જોડાયેલું છે.

ચોથી ચોકી મંગળની છે, કે જ્યાં આપણા તંત્રીના ભાઈ મંત્રી મુસાફરી કરી આવેલા છે.

પાંચમી ચોકી ગુરુ બૃહસ્પતિની છે. પણ એ ગુરુ કરતાં આપણે ચેલા આગળ છીએ.

છઠ્ઠા પહેરેગીર શનિશ્ચર છે. દૂર છતાં ભાર-લગ્ના ગણાય છે.

સાતમા ચોકિયાત યુરેનસ ઉપર નજર ફેંકતાં તો નસો જ ખેંચાય છે.

આવા આઠ ગ્રહ—પુત્રોથી વિંટાયેલા આપણા મોસ્યર ભાસ્કરરાવનું અવિભક્ત કુટુંબ તે સૂર્યમંડળ. એક બાપના આ આઠ પુત્રો છતાં દરેક વચ્ચે એવું વૈમનસ્ય જાગેલું છે કે, દરેક પોતપોતાના ગોળ કુંડાળા કરી તેમાં જ પોતપોતાની ધૂન પ્રમાણે વિચર્યા કરે છે. ન એક બીજા સાથે બોલવા, કે ન એક બીજા સાથે ચાલવાનો વ્યવહાર—ત્યાં અરસપરસ ભોજન કે વ્યવહારની તો વાત જ ક્યાં રહી ! જ્યારે ખૂદ પૃથ્વી ગોળ કુંડાળામાં ફર્યા કરે છે, તો પછી તેના સંતાનો ગોળ અને કુંડાળામા મોજ માણે એમાં આશ્ચર્ય શું છે ?

## ચન્દ્ર અને સૂર્યગ્રહણ

આપણી પૃથ્વીનો મસાલચી તે ચન્દ્ર. તે મસાલચી પંદર દિવસ નોકરી ભરી પાછલું પખવાડિયું ચડતે પગારે રજા ભોગવે છે, એટલે અવેજીની ગોઠવણ ન હોવાથી તેટલો વખત ઘોર તિમિરમાં રહે છે.

પૃથ્વીના લોકોને સુખે જંપવાની મૂળથી જ ટેવ નથી અને માંહોમાંહે કલહ કંકાસના યુદ્ધો મચાવે છે. વખતે વખતે એ વિગ્રહ એવા પ્રચંડ જામે છે, કે આપણો મસાલચી પણ બાપડો ગાભરો બની સૂર્ય અને પૃથ્વીની વચ્ચે આવી ભરાય છે; ત્યારે બિચારા રવી ડોસા તેજસ્વી મૂર્તિ છતા ઝંખવાણા પડી જાય છે. એ સૂર્યગ્રહણ નહીં તો બીજુ શું ?

કોઇ કોઇવાર આપણને સમજાવવા માટે મસાલચી અને પૃથ્વીની વચ્ચે રવીડોસા પૂરાય છે, ત્યારે ખૂદ મસાલચી ચન્દ્રનું વદન પણ નિસ્તેજ થઇ જાય છે. છતાં આપણને કશી લજ્જા કે શરમ ઉપજતી નથી, અને જાણે ઢેડ સુવો કે આભડસેટ ગઇ, તેમ ઢેડ ભંગિયા જબરો ગોકીરો કરી મૂકે છે. પૃથ્વીના સમજુ અને શાણાં મર્યાદી પુત્રો અમર્યાદી બની જાણે સુતક લાગ્યું હોય તેમ બાપડા ડોસાનુ સ્નાન કરી નાંખે છે.

## દિવસ અને રાત્રિના કારણો

જેમ એક નર્તકી તેના પગના ટેરવા ઉપર આખું અંગ ફેરવતે ફેરવતે નપૂર ઝંકાર કરતે કરતે મિજલસનું ચક્કર લેવા માંડે છે, તેમ કરતાં મિજલસ તરફ પોતાના મુખનો ઘુંઘટ ખુલ્લો થતાં મિજલસનો તેજોમય પ્રકાશ તેણીના વદન પર પડતાં ઓતપ્રોત ઉજળા દિવસ જેવો આનંદ પ્રસરે છે, તેજ મિસાલ આપણી પૃથ્વીને પણ તેવા નવાબશાહી નાચરંગનો શોખ લાગ્યો છે, એટલે 'નાચનારનું આંગણું વાંકું'—એ કહેવત પ્રમાણે ભમરડાની પેઠે ગોળ ફુદરડી ફરતે ફરતે પોતાના જે અર્ધાંગ ઉપર રવીડોસા નજર કરે છે, ત્યા બાપ બેટા વચ્ચે ધોળા દિવસની ધમાલ અને બીજા અર્ધ ભાગમાં એટલે પીઠ ઉપર અંધાર પછેડો.

## ઋતુઓના ફેરફાર

પૃથ્વીના છોકરાંઓ વચ્ચે નિરંતર કલહ કંકાસ જોઇને બાપડો રવી ડોસો ઘણોજ ખિન્ન થયા કરે છે. જ્યારે પૃથ્વી પોતાની ધૂનમાં ફરતી ફરતી રવીડોસા સમીપ આવે છે, ત્યારે ડોસો તેને શિખામણ દેવાનું શરૂ કરે છે, ઘણો ઠપકો આપે છે, ડોળાં કાઢે છે, અને છેવટ રૂદ્ર સ્વરૂપ બતાવે છે—ત્યારે તેનો તાપ પૃથ્વીને એવો લાગે છે કે તેના છોકરાંઓ પણ ઉષ્ણ રશ્મિનો પ્રખર તાપ સહન કરી શકતા નથી.

ત્રણ માસ પર્યંત આ સમજાવટ છતાં પત્થર ઉપર ધૂળની ધૂળ. ડોસાના તે વખતના ઉગ્ર સ્વભાવને લઇને પૃથ્વી બ્હીતી બ્હીતી તેનાથી દૂર ખસવા માડે છે, એટલે બાપ બેટા વચ્ચે પાછું અંતર પડે છે. પૃથ્વીને ત્યારે શાણપણું આવે છે, અને પશ્ચાતાપ થતાં પિતાના વિરહનું દુઃખ સાલે છે હૃદય ઉકળી બળી જલીને વરાળરૂપ થતાં ચોધાર અશ્રુપાત કરે છે. છેવટ વિરહ વિલાપથી શકિત ક્ષીણ થતાં અંગ હેમાળા જેવું ઠંડુ પડી જાય છે. જેમ 'કારતક મહિને

કણબી ડાહ્યો' થાય છે, તેમ આપણા પૃથ્વીરાયને માહ મહિને પાછું ડહાપણ આવે છે, એટલે પુત્ર પોતાના પિતા સમીપ જાય છે. અનંતકાળ થયાં પૃથ્વી ઉના ટાઢા થયા કરે છે અને અશ્રુપાત પણ કર્યા કરે છે, છતાં તેનુ ઘર ફીટેલું હોય, આ ઘટમાળનો કયારે અંત આવશે તેતો પરમાત્મા જાણે!

## તારામંડળ અને બ્રહ્માંડ

અંધારી રાત્રે નરી આંખે જોઇ શકાય તે તારા. ફકત દૂર-દર્શક યંત્ર વડે જ જોઇ શકાય તે તારલા, અને કેવળ કવિગણ સિવાય અન્યની દ્રષ્ટિએ ન ચઢી શકે તે તારલિયા. આ પ્રત્યેક તારા, તારલા કે તારલિયા, આપણા મિ. ભાસ્કરરાવની પેઠે અવિભકત કુટુંબના પટેલિયા છે. આવા અસંખ્ય, અગણ્ય, અનંત કુટુંબોનુ બનેલું સામ્રાજ્ય તે બ્રહ્માંડ કહેવાય છે.

બ્રહ્માંડની સાથે સરખાવતાં આપણી પૃથ્વી તે રેતીનું એક બારીક રજકણ છે, ત્યારે ધરતી ઉપર છાતી કાઢીને અદ્ધર ચાલતા મારા જેવો ચઢે જાવ-બઢે જાવ-એ બ્રહ્માંડની સરખામણીમાં કયાં આવતો હશે, તેતો આપણી લીલાવતીઓ કે પ્રાંજપેભાના ગણિત-શાસ્ત્રની સાધના વડે પણ કહી શકાય કે કેમ તે એક પ્રશ્ન છે, છતાં યે મારી એક ન્હાનકડી આંખલડીની કીકીમાં સૂર્ય, ચંદ્ર અને તારા-તારલાનુ અખિલ વિશ્વ સમાઈ જાય છે, તો પછી **'अहंम ब्रह्मास्मि'** યાને-હું તે બ્રહ્મ, અને **'जगन्न मिथ्या अहंम सत्यम्'**-એ સૂત્રમા આખી ખગોળવિદ્યાનુ રહસ્ય સમાપ્ત થાય છે.

અવયવો ઉપજ્યા અને અદ્વૈતવાદનું દિગ્દર્શન થયું, ત્યારથી આ શાસ્ત્રની સ્થાપના થઇ છે.

અર્થશાસ્ત્રમાં બે બાબતો આવે છે. [અ] તેનો ઇતિહાસ. [બ] તેના સિદ્ધાંતો.

## [અ] સંક્ષિપ્ત ઇતિહાસ

**ગોપિક અવસ્થા**

પૃથ્વી ઉપર આદમજી એકલા અટુલા વાંઢા હતા, ત્યાંલગી તે વલ્કલવસ્ત્ર ધારણ કરી તીરકામઠું લઇ શિકાર કરી, ફરી હરી કાળ નિર્ગમન કરતા હતા. પણ જ્યારે હવાબાનુ સાથે તેમનો પ્રથમ સમાગમ થયો અને તેણીની સાથે નિકા પઢયા, ત્યારથી આદમજીબાએ તીરકામઠાંને તિલાંજલિ આપી. ઝુંપડી બાંધી સ્થિર થયા, અને ઢોર ચારવા લાગ્યા. મિ. આદમજી ફળફુલ વીણી લાવી, મિસીસ આદમજીને ઝાડને હિંડોળે ઝૂલાવતે ઝૂલાવતે ધેનુના દૂધ પીતે પીતે; આ દંપતી સુખચેનમાં કાળ ગુજારવા લાગ્યા.

જ્યારે હવાબાનુએ પ્રથમ પુત્ર રત્ન આદમજીબાને અર્પણ કર્યું ત્યારે, મેનકાએ વિશ્વામિત્ર ઋષિ સમક્ષ શકુન્તલા રજુ કરતાં મુનિજીએ નેત્રો આડા હાથ દીધા હતા, તેમ આપણા આદમજીએ કાંઇ તેવું લજ્જાયુકત અભિનય નહોતું કર્યું. કારણ આપણા ભોળા અને મોજીલા આદમ તો એ ભેટને જાણે એક રમકડું સમજી ગેલમાં આવી ગયા હતા, અને તે વખતે આજની જેમ મરણ નોંધવાનું ખાતું હસ્તીમાં આવ્યું હોત, અને આપણા આદમજીને જન્મ નોંધાવવા મોકલ્યા હોત તો 'પુત્ર કે પુત્રી ?'—એ કારકુનના પ્રશ્નનો ઉત્તર દેવા માટે આદમજીબાને હવાબાનુ પાસે આંટો થાત. આદમજી તો બુચ્ચા ઉપર ફીદા ફીદા થઇ ગયા, પણ રફતે રફતે ભોળા આદમને ભાન થયું કે બુચ્ચો કાંઇ રમકડું નહોતું, પણ આબાદ સેતાનનું પુતળું હતું. રાત્રિના બુચ્ચો કકળાટ કરી

મૂકે, પછાડા મારે, પરિણામે આ દંપતીની નિદ્રામાં ખલેલ પડવા લાગી. એટલે હવાબાનુની ઘોલા જેવી નેત્રોની રતાશનો રોષ બાપડા આદમજી ઉપર ઉતરી પડયો. બુચ્ચાને જ્યારે જ્યારે કાંઇક ચુંક આવતી, ત્યારે ત્યારે હવાબાનુ આદમજીને ચીમટી ભરવા લાગ્યાં. બાપડા આદમજીના સંસારના સંતાપની હવે શરૂઆત થઇ. બિચારા આદમજીથી આ દુઃખ સહન નહીં થઈ શકવાથી ઝુંપડું છોડી નાઠા. દરેક જંગલે જંગલ ભટકી અસ્તવ્યસ્ત થઇ હેરાન જઇને એક ગધેડી વસાવી લાવ્યા. એ ગધેડીનું દુધ બચ્ચાની જરૂરમાં ઠરતાં આરામ થઇ ગયો, એટલે આદમજીએ હુલ્લાસમાં પોતાના આ બેટાનું નામ રાસભજી રાખ્યું. આદમજીના આ પનોતા પુત્રના વંશવારસો કે જે અત્યારે પૃથ્વીપર મોટી સંખ્યામાં છે, તે બધા હજુ પણ એજ ઉપનામથી ઓળખાય છે.

## કૃષિક અવસ્થા

બાપડા આદમજીના સંતાપ કાંઇ આટલેથી પતે તેમ નહોતા. કુદરતની ધારણા પ્રમાણે સેના વધતી ચાલી, તેમ તેમ હવાબાનુની ભ્રકુટિમાંથી પ્રેમરસને બદલે રૌદ્રરસ વિશેષ ઢવવા લાગ્યો, અને ધણીધણીઆણી વચ્ચે વિશેષ અંતર પડવા લાગ્યું. બાપડા આદમજીએ 'ધણ' વાળવાનું પડતું મૂકી 'હળ' હાથમાં લીધું, અને જમીન ખેડી તેમાંથી દાણા નિપજાવી અનાજનો ઢગલો ઝુંપડામા ભર્યો. હવાબાઈએ પત્થરની ઘંટી બનાવી, તે વતી દાણા દળી, લોટ શેકી, રોટલો બનાવી, છોકરાઓનું પાલણ પોષણુ કરવા લાગ્યા.

## સામાજિક અવસ્થા

કચ્ચાંબચ્ચાંની દીનપ્રતિદીન વૃદ્ધિ થતાં આદમજીનુ ઝુંપડું પણ હવે ટુંકું પડવા લાગ્યું, એટલે જે છોકરા–છોકરીઓ પુખ્ત વયે પહોચ્યા હતા, તેમને અરસપરસ લગ્નની ગાંઠથી જોડી દઇ

અલગ ઝુંપડાઓમાં વસાવ્યા. આદમજીની આ પરણેત્તર પુત્રીઓ હવાબાઈને પગે પડતાં માતાજીએ કોણ જાણે કેવો આશીર્વાદ આપ્યો કે, આદમજીના કુટુંબની વંશવૃદ્ધિ કંઇ એકને એક બે ને એક ત્રણ ને એક ચાર—એમ સરવાળાના હિસાબે [ Arithmetical Progression ] નહીં, પણ દૂએ દૂએ ચાર ચોકે ચોકે સોળ ને સોળ સોળાં બે છપન્ના—એમ ગુણાકારના હિસાબે [ Geometrical Progression ] થતાં, રફતે રફતે આખી પૃથ્વીપર એ વંશનો વિસ્તાર ફેલાઇ ગયો. જેને ઠીક લાગ્યું તે સ્થળે છોકરાઓ સ્થિરવાસ કરીને રહ્યાં. કોઇ કૃષિકાર, કોઈ કારીગર, કોઇ ભરવાડ, કોઇ ઓઝા [ કુંભાર ], કોઈ મોચી, કોઈ ઘાંચી, કોઇ તાંઇ, કોઇ હલવાઇ, એમ જેને ઠીક લાગ્યું, તે તે ધંધામાં ગોઠવાઇ ગયા. અને એ રીતે બધા છોકરાઓએ ભિન્ન ભિન્ન ઉદ્યમ કરી સમૃદ્ધિ [ Production ] વધારવા માંડી. સમૃદ્ધિના પ્રમાણમાં આદમજીએ તેની વહેંચણ [ Distribution ] છોકરાઓને કરી આપી, અને વહેચણના પ્રમાણમાં ખપત [ Consumption ] થવા લાગી.

## [બ] અર્થશાસ્ત્રના મુખ્ય સિદ્ધાંતો

આદમજીબા પોતાનું બહોળું કુટુંબ મૂકી લીલાવિસ્તારતા અવ્વલ છોકરાંઓને કેટલીક અમૂલ્ય શિખામણ દેતા ગયા, તે 'શિખામણનો સંગ્રહ' તે 'અર્થશાસ્ત્રના સિદ્ધાંતો' કહેવાય છે. તેમાંથી આપણે કેટલીક તફરામચી કરીએ.

### [૧] બળીઆના બે ભાગ

આદમજીના કેટલાંક ખુંટિયા જેવા મદોન્મત છોકરા પોતાના ગરીબ પણ અસીલ ભાઈઓની જમીનમાં પેશ કદમી કરી, તેમાંથી ઠીક પડે તેમ માલમત્તીદા લૂંટી ખાતા. આદમજીબા આ લૂંટારા પુત્રોને ઘણું સમજાવતા, ધર્મના સૂત્રોના વ્યાખ્યાન

સંભળાવતા, તો પણ 'મહિષી આગળ મીમાંસા' જેવી મહેનત જોઇ આદમજીબા તો થાકયા. આખલા જેવા છોકરાઓએ ભેગા મળી પોતાની મેળે નિર્ણય કર્યો, કે જેને વાંધો હોય તેણે બાથંબાથ આવી જવું, અને તેમા જે જીતે તે જે જમીનમાં પગ મૂકે, તે જમીનના બે ભાગ રાખે, અને દાણાં હોય તો પાંચ ગણો ભાગ પડાવી જાય. બિચારા આદમજી તો આ સ્વાર્થશાસ્ત્ર સાંભળી, પ્રાણાયામ કરી ગયા. તો પણ ત્યારથી 'બળીઆના બે ભાગ' –અગર–'જબરાની પાંચ શેરી'–એ પ્રથમ સિદ્ધાંત ઉપર આખા અર્થશાસ્ત્રનું મંડાણ થયેલુ છે.

**[૨] બાપ મૂવે બમણાં**

આદમજીએ તો પોતાના દીકરાઓને સરખી વહેચણી કરી દીધેલી, પણ કેટલાક ઉડાઉ છોકરાઓએ મિલ્કતના ફનાફાતિયા કરી નાખ્યા; એટલે ખાવાના સાંસા પડયા. જે છોકરાઓએ ડાહ્યા ડમરા થઇ સમૃદ્ધિનો સંગ્રહ કરેલો, તેમની પાસે આ ઉડાઉગીરો યાચના કરવા લાગ્યા. સમૃદ્ધિમાંથી જેટલો ભાગ અપાય તે બદલા સાથે પાછો મળવાની આ સેતાન–પુત્રોએ માંગણી કરતાં, આદમજીની આંખ મિંચાય, ત્યારે ભવિષ્યમાં જે કંઈ ભાગ–લાગ આવવાની લાલચ રાખેલી, તે ભાગ આ ઉડાઉ છોકરાઓએ માંડી આપ્યો. ત્યારથી 'બાપ મૂવે બમણાં–અને–'હાર્યો જુગારી બમણું ખેલે'–એ સૂત્રની ઉત્પત્તિ થઇ. અને ત્યારથી 'શાઈલૉક અને 'ગોમાજી' નો જન્મ થયો, અને તે વખતથી 'વ્યાજ'નુ નામ ચોપડે ચઢયું.

**[૩] પથારી તેવડી સોડ**

આદમજીના એ ઉડાઉ પુત્રો ઉંચાઈમાં પાંચ ફુટ છતાં પથારીએ પચીસ ગજ લાંબુ થાન ઓઢીને પોઢતા. કપડાના વધારાનો ભાગ ઉંદર કરડી ખાઈ જવા લાગ્યા, ત્યારે આદમજીએ એ મૂર્ખાઓને બોલાવી શિખામણ આપી કે—'પથારી તેવડી સોડ કરવી'. 'કરકસર' નો નિયમ ત્યારથી પ્રવૃત્ત થયો જણાય છે.

**[૪] માલ તેવો તાલ**

આદમજીનાં આ સંતાનોએ નોખનોખા ઉદ્યમ કરી સમૃદ્ધિનો સંચય કર્યો. કોઇએ દાણાં, કોઇએ લાકડાં, તો કોઇએ લોટ ભેળો કર્યો. કોઇએ રોટલા બનાવ્યા, કોઇએ કપડા વણ્યાં, કોઇએ માટીમાંથી વાસણ બનાવીને રાખ્યાં. હવે દાણાવાળાને કાપડની જરૂર હોયતો શી રીતે વ્યવહાર કરવો, તે વિશે મુંઝવણ પડતાં, આદમજીબાએ પ્રથમ ફરમાન કાઢ્યું કે, જેને જે ચીજની જરૂર હોય, તેણે પોતા પાસેની ચીજની જેને જરૂર હોય તેવા ગ્રાહકને શોધી, અરસપરસ ચીજો લેવી દેવી.

આ વ્યવહાર [ Barter System ] નું પરિણામ એ આવ્યું કે, આદમજીના કેટલાક ઓઝા–પુત્રો પાસેથી કેટલાક સેતાન–પુત્રો ગાગર દઇને ગોળી લઇ આવવા લાગ્યા. આદમજીએ આ ઓઝાઓની દયા ખાઇ વ્યવહારની નવીન રીત દાખલ કરી. આદમજીએ દાઢી પસવારી કેટલોક વિચાર કરી, પછી ધાતુનો એક ઢીંગલો યાને ઢબુ બનાવ્યો, અને ઠરાવ્યું કે—'દરેક વ્યવહાર એ ઢીંગલાથી કરવો.' પણ તેનું પરિણામ ઓર બુરું આવ્યું. એક બકાલી ભાજી વેચે, તેને પણ ઢીંગલો મળે, અને એક હલવાઈ ખાજાં વેચે, તેને પણ ઢીંગલો મળે. એટલે 'ટકે શેર ભાજી ટકે શેર ખાજાં'–આ ન્યાયે તો માત્ર સેતાન—પુત્રોજ પાછો લાભ મેળવવા લાગ્યા. આદમજીબાને લાગ્યું કે ભાજી ઉગાડવામા જે મહેનત અને ખર્ચ થાય તેના કરતાં ખાજાં બનાવવામાં તો ઘણોજ પરિશ્રમ અને ખર્ચ લાગે, એટલે તેમણે ખચીત મનન, ચિંતન તથા અધ્યયન પછી નિર્ણય કર્યો કે—'માલ ઉપજાવવામાં જે પ્રમાણમાં મહેનત અને ખર્ચ થાય, તે પ્રમાણે તેની કિંમત લેવી દેવી.'

**[૫] બાપના કુવામાં બૂડી મરવું**

આદમજીએ દરેક પુત્રને પોતપોતાની જમીન પર એક એક કુવો પણ બંધાવી આપ્યો હતો. દુર્ભિક્ષના સમયે તેના કેટલાક પુત્રોને દાણાં ન ઉગ્યા, એટલે ભૂખમરાનો વખત આવતાં પોતપોતાનાં કુવામાં ડૂબી મરવા માટે ધસ્યા, ત્યારે આદમજીને ખબર પડતાં લાગલા દોડી આવ્યા; અને આત્મઘાત કરતાં છોકરાંઓને અટકાવી સલાહ દીધી કે—'આ પ્રમાણે કુવામાં ડૂબી મરવાથી કાંઈ ભૂખમરાનો અંત નહીં આવે. જે સ્થળે ધન ધાન્ય પુષ્કળ હોય તે સ્થળે વસવું જોઇએ, અને ત્યાં ઉદ્યમ કરવો જોઇએ.'

આદમજીના કેટલાક પુત્રો ત્યારથી દેશાટન કરવા લાગ્યા, અને સુખી થયા. આટલું છતાં તેના કેટલાક સંતાનો હજુ પણ પરદેશગમન! મહદ્ પાપ સમજી 'બાપના કુવામાં જ ડૂબી મરવાનું' પસંદ કરે છે.

**[૬] સંપ ત્યાં જંપ**

આદમજીએ કાષ્ઠના ભારાનું દ્રષ્ટાંત આપી તેના પુત્રોને સલાહ આપી કે—'એકલપેટા થઇ અલગ અલગ કામ કરવા કરતાં, અમુક સમૂહ ભેગા મળી કાર્ય આરંભશો તો ઘણો જ લાભ થશે.'

કેટલાક સંતાનો એ સલાહનો સદ્‌ઉપયોગ કરી સંયુક્તબળ અને થાપણથી કામ કરવા લાગ્યા, અને તેનો લાભ એવો પ્રાપ્ત થયો કે તેના કેટલાક વંશજો અત્યારે સારી પૃથ્વી ઉપર પથારો માંડીને બેઠા છે.

**[૭] દલાલને દીવાળું નહીં**

બાવા આદમે પોતાનું આયુષ્ય ખેતીમાં ગાળેલું, એટલે તેને મન એ ધંધો ઉત્તમ લાગ્યો હશે. પણ તેમના અવસાન પછી આથમણે ઝાપે વસતા તેમના કેટલાક સેતાન પુત્રોએ ઉગમણી ભાગોળે વસ્યા બાદ—'દેનાર મરો, લેનાર મરો, પણ દલાલનું

તરભાણું ભરે'—એ નિયમ નક્કી કરી 'દલાલને દીવાળું નહીં.'—એ સૂત્ર પ્રવર્તાવી તે વેપારમાં એવો ફાયદો મેળવ્યો કે, ત્યારથી ઉત્તમ દલાલીનો વેપાર ગણાયો છે. આદમજીબા જે ધંધાને કનિષ્ઠ ગણી તિરસ્કારતા હતા, તેજ ધંધામાં પડયા પછી તેના કેટલાક સંતાનો 'નોકર છતાં શેઠ ઉપર સરસાઈ' ભોગવે છે, એટલે તે કિસ્સામાં પણ આદમજીબાની કહેવત તદ્દન ખોટી પડી છે.

[૪]

## વિજ્ઞાનના મૂળ તત્વો

વિજ્ઞાનશાસ્ત્રમાં બે બાબતોનો સમાસ થાય છે.

[अ] અંગતશકિત અને ચલન કાર્ય [ब]. વિદ્યુતશકિત.

### [अ] અંગતશકિત અને ચલનકાર્ય

'જે પ્રમાણમાં પરસેવો તે પ્રમાણમાં મીઠો મેવો'—એ મહાન સૂત્ર ઉપર આ શાસ્ત્રનું મંડાણ છે. જેમકે—

[૧] **દામા દરજી**ના પગની પીંડીમાં જેમ વિશેષ ગોટલાં ચ્યઢે છે, તેમ વ્હિલર કે સિંગર વિશેષ તેજ થતાં કપડાં વિશેષ શીવી શકાય છે.

[૨] **હડમત કુંભાર** જે જોરથી લાકડી ફેરવે, તે જોરથી લાકડાનું ચક્કર ચાલે છે. પરિણામે હાલ્લા—પાટિયાં, ઘડા–ગાગર તેના પ્રમાણમાં ઉતરી શકે છે.

[૩] **આદમજી તેલી** જેમ વધારે બળદનુ પુંછડુ ઉમેળે, તેમ તેલ તથા ખોળનો ઉતાર વિશેષ થાય છે.

[૪] **ઝમકુ ડોશી**ની ભુજામાં જેટલું બળ, તેટલા પ્રમાણમાં ઘંટી લોટ કાઢી શકે છે.

[૫] **મફતચંદ શેઠ**ની મુઠ્ઠીમાં જેટલું જોર, તે પ્રમાણમાં નોકરની પીઠ ઉપર ધંમ જેવો અવાજ ઉત્પન્ન થઇ શકે છે.

[૬] **ભૂદેવની** જીવ્હામાં જેટલું જોર તે પ્રમાણમાં લોટનો ખડિયો ભરાઇ શકે છે.

[૭] **ભૂદેવની** જઠરમાં જેટલું જોર, તે પ્રમાણમાં મોદકનું આકર્ષણ થઇ શકે છે.

[૮] જેટલી ઉંચાઇથી પડતું મેલાય તેટલી ઝડપથી નીચે ઉતરી શકાય. એ પ્રમાણના પ્રયોગાર્થે જો તમે **રાજાબાઇ ટાવર** ઉપરથી પડતું મૂકો તો, અતી, અતીવ, અત્યંત ત્વરાથી ભૂમીને બલ્કે આ લોકને નમસ્કાર કરી શકશો.

## [વ] વિદ્યુત શક્તિ

વિદ્યુત શક્તિ બે પ્રકારની છે. [૧] સ્પર્શ્ય [Positive] [૨] અસ્પર્શ્ય [Negative].

### [૧] સ્પર્શ્ય વિદ્યુત

એક શિષ્યની જરા આંખ મળી હોય ત્યારે શિક્ષકની આંગળીનો સ્પર્શ એ શિષ્યના કર્ણ કે પડખાંને થતાં અમુક પ્રકારનો ધોંકો શિષ્યને લાગે છે. એ લાગણી કે અસર તેનું નામ સ્પર્શ્ય વિદ્યુત કહેવાય છે. આ વિદ્યુત ત્વચા મારફત પ્રવેશે છે, એટલે જો કે થોડી વધતી શારીરિક વ્યથા બલ્કે કોઈ કોઇ વાર પ્રાણહાની પણ થાય છે; તો પણ તે વિદ્યુત એટલું અમૂલ્ય ગણાય છે કે, શાસ્ત્રકારો એને 'ચૌદમું રત્ન' કહે છે.

### [૨] અસ્પર્શ્ય વિદ્યુત

સાસુ વહુ પ્રત્યે, શિક્ષક શિષ્ય પ્રત્યે, મિસીસ મિસ્તર પ્રત્યે, જે માંજરી નેત્ર પલ્લવી કરે છે, તેમજ લૂંટારો વટેમાર્ગુ પ્રત્યે, પોલીસ આરોપી પ્રત્યે, જે કર પલ્લવી કરે છે–તેને 'અસ્પર્શ્ય

વિદ્યુત' કહેવાય છે. આ વિદ્યુત કેવળ ઘ્રાણેન્દ્રિય માર્ફત પ્રવેશે છે. તેનો ગુણ ભયાનક છતાં અસરકારક ગણાય છે.

કામદેવ રતિદેવને જે બાણથી વિંધે છે, તે પણ 'અસ્પર્શ્ય વિદ્યુત 'જ છે. તેનો રસ 'ભયાનક' નથી; પણ 'શૃંગાર' છે એટલે આ વિદ્યુતના ગુણ કોકશાસ્ત્ર કે વૈદકીઓની જાહેર ખબરોમાં વિસ્તારથી વર્ણવાય છે.

# સોરઠી પ્રવાસ મંજરી

ભૂમિકા—

યુરોપમાં પ્રચંડ જાદવાસ્થળી જામી છે, એટલે દુનિયાના સહેલાણીઓ હાલ તે ખડમા જવાનુ જોખમ ખેડે તેમ નથી; જેથી વખતે આર્યાવર્ત તરફ જગતપ્રવાસીઓ ઉતરી પડે એવો સંભવ છે. ભારતવર્ષમાં અમારો સૌરાષ્ટ્ર ઘણો પ્રાચીન, ઐતિહાસિક અને સ્વર્ગીય પ્રદેશ છે. એટલે જગત્ પ્રવાસીઓ પ્રથમ આ દેશની જ મુલાકાત લેવા લલચાય તેમ થવું ઇષ્ટ છે.

કવિશ્રી લલિતજી '**અમે તો કાઠિયાવાડી**' મા લલકારે છે છે કે:—

'અમારે આગણે ફરતો જ સાગર કંઇ તરંગે.'

પણ કાઠિયાવાડના કિનારાપર સમુદ્ર ગેબી ડોલન કરે, અને મકરાન ઇરાનના કાંઠા ઉપર જૂદું ચાલન કરે, એવો ભેદ કુદરતમા જોવામાં આવતો નથી. એટલે તેવા તરંગી વખાણથી કવિ—પ્રવાસીઓ સિવાય અન્ય વ્યકિત આકર્ષાય નહીં.

તેમ 'જામનગરનુ જઇ જુઓ, કંકુ સારે કામ'—એ કવિ દલપતરામનું વર્ણન વખતે છેડાતારવાળા કે આદમજી વોરાને કે કંકુના વેપારીને નોંધરૂપ થઇ પડે, પણ અમેરિકન કે યુરોપીઅન ટુરિસ્ટો[1] કંઇ બધા સરૈયા કે તારફઢા હોતા નથી, એટલે તે વર્ણનથી પણ અર્થ સરે તેમ લાગતું નથી.

અમારા પ્રાંતમાં રેલવાઈઓ ચારે દિશામાં ધમધમાટ દોડયા કરે છે, એટલે જગતપ્રવાસીઓને લલચાવવાનું કામ વાસ્તવિક રીતે તે સંસ્થાનું છે. હમણાં હમણાં હિન્દના નામીચા રેલ્વે સ્ટેશનોમાં ' Don't Travel ' [ મુસાફરી કરો નહીં.]—એવાં પાટિયાં ગોઠવવામાં આવ્યા છે. પણ Globe-trotters[૨] કાંઇ ફક્ત શહેરો જોવા આવતા નથી, કારણ આપણાં શહેરોને ટક્કર મારે તેવા ભવ્યનગરો પ્રાશ્ચાત્યભૂમિ પર છે. એ સહેલાણીઓ તો ' નવી નવાઇ ' કે ' જૂની ભવાઇ 'પર પતંગીઆની માફક મોહી પડે તેવા છે. માટેજ તેવા સ્થળોની ખાસ ટીપ બનાવી રેલ્વે—ગાઇડ[૩] પ્રસિદ્ધ કરાવવી જોઇએ.

કમભાગ્યે રેલ્વેનું મજીઆરૂં કુટુંબ વીખાઇ ગયું છે, જેથી સૈયારી-ગાઇડ પ્રસિધ થતાં ઢીલ થાય; જેથી હાલ તેવી ઐતિહાસિક ટીપ ફક્ત જગતપ્રવાસીઓ માટેજ વિના મૂલ્યે અમે બહાર પાડીએ છીએ.

## કાઠિયાવાડ રેલ્વેપર આવતી કેટલીક ઐતિહાસિક જગ્યાઓનું વર્ણન.

**ઢસવા** [ હુવા ]

ફાઇન રેલ્વે—સ્ટેશન છે. ફકત સ્ટેશન-પ્લાન અને નમુના બનાવવામાં અસંખ્ય રૂપિયાનુ પાણી થયું હશે, ત્યારે ઇમારતનું તો પૂછવુંજ શું ! શિલ્પકલાએ હાથ ધોઇ નાખ્યા છે. કારીગરી જોતાં લગભગ મહિનો માસ તો જોઇએ. **ચેરિંગક્રોસ**[૪] આની પાસે પાણી ભરે તેમ છે. આ બધું ઓટોમેટિકલી[૫] ચાલે છે, એટલે કાળો કાગળો નજરે નહીં પડી શકે ! ટુરિસ્ટોએ ખરી મોજ

૨. જગત્ પ્રવાસીઓ ૩. માહિતીનું પુસ્તક. ૪. લંડન શહેરનું એક ભવ્ય રેલ્વે સ્ટેશન. ૫. પોતાની મેળેજ.

માણવી હોય તો આંહીથી મુસાફરી કરવાની અમૂલ્ય સલાહ આપવામાં આવે છે.

## ઠાણેશ્વર [ થાન ]

સ્ટેશન નજીકમાંજ ગામ છે. જાતજાતની **પેસ્ટ્રી**[૬] નો મોટો વેપાર ચાલે છે.—ના થાનમાંથી જે દુધ નીકળે છે, તેના બનેલા પેંડા સ્ટેશને વેચાય છે, માટી કામ પણ સારૂં બને છે. આંહીના કુંજા **ચીનાઈ—વાઝ**[૭] **ને** ટક્કર મારે તેવા છે.

## લિમ્બડી

એજ નામનુ ગામ સ્ટેશનથી જરા દૂર છે. 'ભોજપ્રબંધ'માં એવી હકીકત નીકળે છે કે—'કવિ કાલિદાસ પ્રથમ કેવળ જડભરથ જેવા હતા, તે આ સ્થળે આવેલ; અને એક લિમ્બના વૃક્ષ હેઠળ કમળપૂજાની તૈયારી તેમણે કરવા માંડી. ત્યાં એ વૃક્ષ ઉપરથી કોયલ ટહૂકી, તેવુંજ કાલિદાસજીને કાવ્યજ્ઞાન પ્રાપ્ત થયું, અને મોટાં 'Blank Verse'[૮] કવિ ગણાઈ ગયા.

આધુનિક કવિરાજો એ વૃક્ષ તથા કોયલના નામ ઉપર એટલા બધા મુગ્ધ થઈ ગયા છે કે 'લિમ્બડી'—'કોયલડી', એમ કહીને પૂજે છે. શેકસપીરિયન ટુરિસ્ટો[૯] એ આ સ્થળ જોવા લાયક છે. આ ગામ ઝાલાવાડનું બર્મિંગહામ[૧૦] ગણાય છે. આહીની સુડીઓ છેક કામસ્કાટકા તથા ટીમ્બકટૂ[૧૧] સુધી જાય છે.

---

૬. મિઠાઇ. ૭. પ્યાલા વાસણો. ૮. પ્રાસ વિનાની પદ્ય રચના કરનાર. ૯. શેકસપિયરનાં નાટકોના શોખીન મુસાફરો. ૧૦. વિલાયતનું પોલાદના ઉત્તમ કામ માટે પ્રસિદ્ધ નગર. ૧૧. રશિયાને છેડે આવેલો પ્રદેશ. તથા આફ્રિકાના રણને છેડે આવેલું ગામ.

ઉજ્જડવાવ [ઉજળવાવ]

ગોહિલિબિયન-નાર્ઇટસ[૧૨]મા એવી વાત છે કે—
'વલ્લભીવંશનો રાજા એક મૃગની પાછળ શિકારે જતાં તે મૃગ
વાવની અંદર પડયું તેની પાછળ રાજાએ પણ વાવમાં ભૂસ્કો માર્યો.
વાવની અંદર ઘણું ઉંડું પાણી હતું, પણ રાજાની વીંટીમા પાણી
કાપી શકે એવો અજાયબ હીરો હતો. તેની મદદ વડે રાજા
પાણીની ઉંડાણમાં જતાં અંદર એક જાળી આવી, અને તેની
અંદર એક અતિ સ્વરૂપવાન નાગકન્યા જોવામાં આવી. તેણીની
સાથે તે રાજાના લગ્ન થયા.'

આધુનિક કાળમાં તે વાવ અદૃશ્ય થઈ ગયેલ છે. આજે
સ્થળ તદ્દન ઉજાજડ દીસે છે. એન્ટિકવેરિયન ડીપાર્ટમેન્ટ[૧૩] તે
વાવનો પત્તો મેળવવાની બનતી કોશીષ કરે છે. પિક્વિકયન
ટુરિસ્ટો[૧૪] ને પૂરતો ખોરાક મળી શકે તેમ છે.

## લાઠી

આ ગામ એજ નામના રેલ્વે-સ્ટેશન પાસે છે. પ્રાચીન
સમયની દંતકથા એવી નીકળે છે કે-'પ્રખ્યાત પૌરસ રાજાનો
અનૌરસપુત્ર ગૌરસ કાઠીઓને તાબે કરવા લશ્કર લઇ ચઢી આવ્યો,
ત્યારે સીથિયન અને કાઠી લશ્કર વચ્ચે આ સ્થળે **લાઠી** [લાકડી]
વતી જંગી લડાઇ થઇ હતી. પરિણામે સીથિયન હાર ખાઈ
પાછા ફર્યા હતા.'

ઇતિહાસના અભિલાષીઓ માટે આ સ્થળ ખાસ
જોવા લાયક છે.

**કકુંવાવ** [ કુંકાવાવ ]

રેલ્વે—સ્ટેશન નજીક આ ગામ છે. ગામથી થોડે દૂર એ વાવ આવેલી છે.

અર્જુન જ્યારે સુભદ્રાનું હરણ કરી આ પ્રદેશમાં આવેલ, ત્યારે સુભદ્રાને તૃષા લાગી. નજીકમાં પાણી નહીં મળવાથી સુભદ્રાને મૂર્છા આવી ગઇ, ત્યારે અર્જુને પોતાના મહાભારત બળથી જમીનના પેટાળમાં તીર મારી જળ કાઢયું, અને સુભદ્રાની તૃષા છીપાવી.

તે સ્થળે સંવત ૧૦૨ માં બાણાસૂર અગર ભાણસૂર કાઠીની રખાયત કંકુબાઇએ વાવ બંધાવી, તે ઉપરથી ' કંકુવાવ ' નામ પડયું. હાલ તે વાવ બુગાઇ ગયેલી જોવામાં આવે છે.

આર્કિયોલોજીકલ[૧૫] ખાતા તરફથી તે વાવનો ઉદ્ધાર કરવાનો વિચાર ચાલે છે.

**ખીજડા** [ ખીજડિયા ]

રામચંદ્રજીએ ધોબીના બોલવા ઉપરથી ભરમાઈ પવિત્ર સતી સીતાજીનો ત્યાગ કર્યો, તેથી હનુમાનજી રીસાણા, અને જે ખીજડાના ઝાડ ઉપરથી સીતાજીનો લંકાના બાગમા પત્તો મેળવ્યો હતો, તે ખીજડાને પુછડીમાં લઇને આ સ્થળે તેની સ્થાપના કરી, હનુમાનજી માથે હાથ દઇ વૈકુંઠવાસ પામ્યા.

દર શનિવારે ' હડમાન 'ની માનતા સારી ચાલે છે. ભૂત–પિશાચ વળગ્યા હોય કે ' વંધ્યાદોષ ' દૂર કરવો હોય તો આ હડમાનની માનતા ઘણી ફળે છે. બાળકનાં અભિલાષી ફ્રેન્ચ બાનુ ટુરિસ્ટો[૧૬] એ આહી આવતાં અવ્વલ તેલ તથા સિંદુરનો મોટો જથ્થો લાવવા ચૂકવું નહી.

---

૧૫. જૂની કારીગરીનો ઉદ્ધાર કરનાર ખાતું. ૧૬. ફ્રાન્સ દેશમાં વસ્તી કમી થતી જાય છે, તેથી ત્યાં અમુક સંખ્યા ઉપરાંત બાળકોને જન્મ આપનાર માતાને ઇનામ મળે છે.

**નવદૂર્ગ** [ નવાગઢ ]

બ્રાન્ચ-લાઇન[17] ઉપર આ ગામ આવેલું છે. મોટું નગર બનવાનું આ ગામના લલાટમાં લખેલું જણાય છે. કારણ ગઢની અંદર અગાઉથી ચાર માઇલ જેટલી વિશાળ જગ્યા ભવ્ય કોટથી [ Fort ] વાળી લેવામાં આવી છે. હાલ તો ફક્ત નૈરુત્ય ખુણાનો નવમો ભાગ વસેલો છે. બાકીની જગ્યા હજી પડતર છે.

કેનેડા[18] ના ખેડુતોને વસવાની આ અપૂર્વ તક છે. રેવન્યુ—પટેલ[19] સાથે સીધો પત્ર—વ્યવહાર ચલાવવાથી સંપૂર્ણ બાતમી મળી શકશે.

**ભૉડર-રીવર** [ ભાદર ]

સાઉથ[20] આફ્રિકાની મોડર—રીવરની[21] આ સગી બહેન છે. મોડરમાં જેમ રાઇનોસરસ[22] નાં માથાં દેખાય છે, તેમ ભોડરમાં ભેંસનાં ભોડાં દ્રષ્ટિએ ચઢે છે. આ વિશાળ નદી ઉપર બે શહેરો આવેલા છે. વચ્ચમા સ્ટેશન આવેલું છે. નાયગરાને[23] મળતો ધોધ પડે છે. તેમાંથી વીજળીક બળ પેદા કરી આખી રેલ્વે તથા અખિલ ઉચ્ચ પ્રદેશ ઇલેકટ્રિફાઇ[24] કરવાની ગોઠવણ માટે એક સિન્ડિકેટ[25] ઉભી થવાની હતી, પણ સાંભળવા પ્રમાણે તે સિન્ડિકેટનો ગર્ભપાત થયો અગર બોગસ[26] ઠરી.

એડિસોનિયન—ટુરિસ્ટો[27] એ આ સ્કીમ[28] હાથ કરવા જેવી છે.

---

૧૭. રેલ્વેની એક શાખા. ૧૮. અમેરિકાની ઉત્તરનો પ્રદેશ. ૧૯ ગામનો મુખી. ૨૦. દક્ષિણ ૨૧. નદી. ૨૨. ગેંડાં ૨૩ અમેરિકાનો મહાન ધોધ. ૨૪ વીજળી પાણીના ધોધમાંથી ઉત્પન્ન કરી શકાય છે. તેથી તેમ કરી તે વડે રેલ્વે 'ચલાવવી, આખા' શહેરને વિદ્યુત પ્રકાશ' આપવો વગેરે. ૨૫. કંપની-મંડળી. ૨૬. પોકળીઆ—લાસડીઆ. '૨૭. પોતાને અમેરિકન વિદ્યુતશાસ્ત્રી 'એડિસન' જેવા નિષ્ણાત-હુશીઆર' ધારતા. ૨૮. યોજના.

ભોડર—બ્રિજ[૨૯]

આ બ્રિજ ઘણો જ મજબૂત જણાય છે. નોખનોખા પૂલ નહીં બાંધતાં આ એક જ પૂલ ઉપર રેલ્વે તથા ગાડાંગડેરાંનો ટ્રાફિક[૩૦] કેવો ધમધોકાર ચાલે છે, તે કોન્ટિનેન્ટલ ઇજનેરો[૩૧] એ જાણવા જેવું છે.

આ નદીના પેટાળમાં સોનાની ખાણુ હોવાનું જણાય છે. જીઓલોજીકલ[૩૨] ટુરિસ્ટોના લાભ માટે નદીની રેતી, પૂલ ઉપર પૂરતા પ્રમાણમાં પાથરેલી હોય છે. એટલે પૂલ ઉપરથી રેલ્વે ધમધમાટ ચાલે છે, ત્યારે આ રેતીના રજકણો પુષ્કળ પ્રમાણમાં ટુરિસ્ટોના નાક, કાન, આંખ, તથા મુખ ઉપર પરબારા ઉડીને આવે છે. આ ઉચ્ચ પ્રદેશના વતનીઓ બિચારા આ વિદ્યામાં અજ્ઞાત હોઈ રજકણો જેવા આંખ કે મોઢા આગળ આવવા માંડે છે, તેવાં લુગડાવતી તરછોડી નાખે છે.

એક સાઉથ આફ્રિકન ટુરિસ્ટ પોતાની આંખમાં મોટા પ્રમાણમાં આ ધૂળ નાખી લઈ ગયો છે. તેનું પરિણામ શું આવે છે, તે જોવા પ્રજા ઇન્તેઝાર છે.

આફ્રિકન બોર[૩૩] ટુરિસ્ટોએ પોતાની આંખમાં ધૂળ નંખાવવી હોય તો હમણાં જ આંહી આવી જવું. કારણ જો રજકણોનું પૃથક્કરણ થયેથી તે ધૂળ સુવર્ણની છે, એમ નીકળી આવશે તો પછી આફ્રિકાના બોર માટે આંહી ઇમિગ્રેશન–એક્ટ[૩૪] પસાર થઈ જશે, તો પાછી મુશ્કેલી પડશે

---

૨૯. નદીનો પૂલ ૩૦. આવ–જા ૩૧. યુરોપીઅન ૩૨. ભૂસ્તરવિદ્યાના શોધવાળા. ૩૩. દક્ષિણ આફ્રિકાના અસલ વલંદા વતનીઓ ૩૪. પરદેશીઓનો આવતા અટકાવવાનો [અથવા જરૂર પ્રમાણની સંખ્યામાં દેશમાં આવવા દેવાનો.] કાયદો છે.

**લૂશાળા**

ગિરિપ્રદેશમાં પ્રવેશ કરવાનું આ અમૂલ્ય દ્વાર છે. સિંહનો શિકાર સારો મળી શકે છે. શિકાર કરતી વખતે 'લૂ' લાગી ન જાય, તેટલા માટે સાસણ પાસે 'લૂ-શાળા' મોટા ખર્ચે બાંધવામાં આવી છે. ત્યાં દર્દીઓની ઉત્તમ સારવાર થઈ શકે છે.

**સુપડા-સ્ટોન**[35] [ સુપેડી ]

સ્ટેશનથી અરધા માઈલ છેટે ખેતરમાં એક મોટો પાણો જોવામા આવે છે. જે પત્થર લાબા સમય થયા શોધખોળ ખાતાનું ધ્યાન ખેંચી રહ્યો છે. પ્રખ્યાત એન્ટિકવેરિયન મિ. પિકવિક અગાઉ આ પત્થર જોઈ ગયા હતા, પણ તે વખતે તેના ઉપરનો લેખ બરાબર નહીં સમજાયાથી નિરાશ થઈ પાછા ફર્યા હતા.

હાલ આ પત્થર ઉપર વિશેષ અજવાળુ પડયું છે. લેખ ઉપરથી એમ નીકળે છે કે-'ગંજેરી મહમદ ગિઝનવી સોમનાથની લૂંટ ચલાવી દરિયામાર્ગે પાધરા કાબુલ સીધાવ્યા, ત્યારે શહેનશાહનો સાળો ગુપચુપ નોખો પડી આંહીના ખાનાની લૂટ મારવા માટે ગયો. ત્યાથી નિરાશ થઈ પાછો ફરતા તેના માથામા ખીલો ભોંકવાથી કે કાંઈક ચુક લાગવાથી આ સ્થળે હક પામ્યો, અને અત્રેજ દફનાવવામા આવ્યો. તેનો એ પાણો કીર્તિસ્તંભ છે.'

એહલે-અન્જુમન આ ઠેકાણે મોટો મકબરો બંધાવી ઓરસ ભરવાનો અને મોડ—એલતજાન[36] ગૌહરજાન[37] તથા કથીરજાનને આમંત્રણ કરવાનો ઇરાદો રાખે છે.

બાબીલોનિયા[38] તથા કાબુલીઆ પ્રવાસીઓએ સ્ટેશને ઉતરવું. હોટેલ[39]ની સગવડ ગામમાં નહીં હોવાથી નદીના દેરાવાળા બાવાજીને અગાઉથી નોટીસ આપ્યેથી રોટલો પકાવી દેશે.

---

૩૫. સ્ટોન=પત્થર. ૩૬-૩૭. વિલાયતની તથા હિન્દની પ્રસિદ્ધ ગાનારીઓ છે. ૩૮ બાબીલોન એ પ્રાચીનકાળમાં મોટું શહેર હતું. ૩૯. વીશી.

આ ગામમાં આખલા સાંજરે ખેતરેથી પાછા ફરે છે, ત્યારે ઝાંપા પાસે શિંગડાંની સારી સાઠમારી કરી શકે છે. સ્પેનિશ[૪૦] ટુરિસ્ટોએ આ સાઠમારી જોવા ખાસ ઉતરી પડવું.

**જાળીઆ–ખાખ** [ ખાખી–જાળીઆ ]

સ્ટેશનથી અઢી માઇલ છેટે આવેલું છે. પ્રાચીન સમયમાં આ એક મોટું નગર હોવું જોઈએ.

'અથરવેદ'માં દંતકથા એવી નીકળે છે કે–'ચરક તથા સુશ્રૃતની મોટી ઔષધશાળા આ સ્થળે હતી, અને પાણા તથા છાણાની 'ખાખ' બનાવવાની ગંજાવર ફેક્ટરી[૪૧] આહી હતી. મોટું ભોંયરું ખોદાવી, તે ઉપર તેનાથી ડબલ મોટું જાળીઆનું ઢાંકણુ બનાવી તે ભોયરામા ફેક્ટરી ગોઠવવામા આવી હતી. આ ભોયરું છેક બદ્રિકેદારનાથ સુધી સળંગ જતું, અને હિમાદ્રિમાંથી ચરક તથા સુશ્રૃત ઋષિઓ રોજ આ માર્ગે ફેક્ટરીમાં આવતા. આ જાળીઆના ઢાંકણુ ઉપર આખું નગર વસેલું હતુ. આ ફેક્ટરીમા અકસ્માત ભડકો થવાથી આખું જાળીઉં ખાખ થઇ ગયું, અને ભોયરું પુરાઈ ગયુ.'

આયુર્વેદની પડતી સાથે આ ખાખની બનાવટ પણ બંધ થઇ ગઇ. પણ હાલમા કેટલાક વૈદ–હકીમશાસ્ત્રીઓએ શાસ્ત્રાધારે આ ઇલમ હાથ કર્યો છે, અને પાણા તથા છાણાની ખાખમાથી મોટી પેટન્ટ દવાઓ બનાવી જગતનું ઉદ્ધારણ કરી રહ્યા છે. કોન્ટિનેન્ટલ–ફાર્માસ્યુટિકલ[૪૨] ટુરિસ્ટોએ આ ખાખનો કીમિયો શોધવા આ સ્થળે પધારવાની સુંદર તક છે.

---

૪૦ સ્પેનદેશના આખલાની સાઠમારી વખણાય છે. ૪૧. કારખાનું. ૪૨ વૈદકવિદ્યાના શોખીન યુરોપીઅન.

**વાંસડા જાળ** [ વાંસ જાળીઆ ]

'સોરઠી–તવારીખ'માં હકિકત એવી નીકળે છે કે–' આ ગામનો રાજા સંવત સોળમા સૈકામાં થઈ ગયો. તે ગીલ્લીદંડાની રમ્મતમાં ઘણો જ કુશળ હતો. મોટા મોટા ખેલાડીઓની સારી ટીમ[43] તેની તહેનાતમાં હતી. ડુંગરમા બનતા વાંસડાની જાળ મોડપર અને કિલ્લેશ્વર વચ્ચેના ભવ્ય ગ્રાઉન્ડ[44]માં ગોઠવી તેની અંદર મેચ[45] રમાતો, જે જોવા લાખ્ખો માણસો છેક બામણબોર અને ચણીઆચોરથી સ્પેશિયલ[46] ગાડાં કરીને ઉતરી પડતાં. ડબલ્યુ. જી. ગ્રેસના[47] બાપના મોટા દાદાનો બપાવો આ ખેલ જોવા છેક વિલાયતથી અત્રે આવ્યો હતો.'

તેણે તે ઉપરથી હાલની ક્રિકેટની રમ્મત શોધી કાઢી હતી. એમ. સી. સી. તથા વિસ્કા ક્રિકેટ ટીમે આ સ્થળે એકવાર પાણી બતાવવા ઉતરી પડવું જોઇએ. આસપાસ વાઘેરો રહે છે, તેને પણ શિકાર સારો મળી શકશે. શેરલોક તથા લીકોક રાઇફલ[48] સાથે લાવવી.

**બરડા–હિલ્સ**

આ હિલ્સ[49] હાલારના ખરેખરા ઉચ્ચ પ્રદેશમાં આવેલી છે. ઇતિહાસમાં ઘણી જ પ્રાચીન છે. પ્રખ્યાત રોબીન હૂડ[50] ઘણી જ અગવડ વેઠીને ખાસ આ હિલ્સ જોવા તથા તેમા વસતા લોકોના પરાક્રમોનો અભ્યાસ કરવા આવ્યો હતો, અને તે વાઘેર મૂળુમાણેકના મહેમાન તરીકે રહેલો હતો. તેના સબંધમાં એમ કહેવાય છે કે–બરડાની હોથલપદમણીના રૂપ ઉપર મિ. હૂડ મોહિત થઇ ગયો, અને તેની દાનત બગડયાનુ જેવું જાણવામાં આવ્યું,

---

૪૩. ટોળી. ૪૪. મેદાન. ૪૫. હરિફાઇની રમત. ૪૬. ખાસ. ૪૭. વિલાયતમાં ઉત્તમ ક્રિકેટ રમનાર. ૪૮. બંદુકો. ૪૯. ડુંગરો. ૫૦. વિલાયતનો પ્રખ્યાત લૂટારો.

તેવા વાઘેરોએ ભેગા મળી મિ. હૂડનો બરડો સારી રીતે હલકો કરી નાખ્યો હતો, અને હૂડ સાહેબ ગુપચૂપ પરબારા સ્વદેશ સીધાવી ગયા હતા.

રશિયન તથા સાઈબીરિયન ટુરિસ્ટોએ આ હિલ્સ ખાસ જોવી. સ્ટેશને વાઘેર-મીંયાણા કે સંધી ભોમિયાઓ મફત મળી શકશે. આ હિલ્સમાં હાલમાં પણ 'બરડો' ખોખરો થવાનો પૂરો સંભવ છે, માટે ઝાઝો લગેજ [ લખાયો ] ટુરિસ્ટોએ ત્યાં લઈ જવો નહીં. પરંતુ લઇ જશે તો ઉપાડિયાની ખોટ નડશે નહીં, એવી અમારી ખાત્રી છે !

# કેટલાક અમર આત્માઓ

**આ** કાંઈ ઘડીભર ગમ્મતનો વિષય નથી, પણ ગંભીર ઈતિહાસનો છે. બે ઘડી મોજ એટલે તો ક્ષણિક આનંદ. જેમકે આપણે કોઈ એકાદ સુંદર ફીલ્મ કે નાટક જોવા જઈએ તેટલી ઘડી આપણા મનને બે ઘડી મજા મળે. તેજ પ્રમાણે મહમદ તઘલખે પોતાના દાડમી દાંત ઉપર કબ્ર ચણાવી, તેનો સેજદો કરવા જઈએ તેટલો વખત બાદશાહ અને તેમની કૃતિ સ્મૃતિમાં રહે, અને પછી વિસરી જવાય.

નાણાંના જોરે ધનવાન પોતાનું નામ કાયમ રાખવા જીવંત-કથાઓ લખાવે, બાગમાં બાવલાં કે હોલમાં છબીઓ મૂકાવે; પણ આખર 'નામ તેનો નાશ' તો થવાનો જ. કાળ-જવનિકા પાછળ એ બધું લોપ થઇ જાય, એટલે સ્મૃતિપટ પરથી તે ચિત્ર ખસવાનું. આવા પુરુષોએ ધરતી ઉપર ગમે તેટલો ધમધમાટ કર્યો હોય, છતાં તેમનાં નામ અમર રહી શકયા નથી.

પણ આ જગતમા કેટલાક મહાપુરુષો એવા જન્મી ગયા છે, કે જેઓ મુંગે મોઢે નિષ્કામ કાર્યો કરી ગયા છે; છતાં તેમનાં ગુણગાન ભાટ-ચારણોએ ગાયા નથી. તેમનાં તૈલચિત્રો કે પ્રતિમાઓ ચિત્રકાર કે શિલ્પકારોએ આલેખ્યાં નથી. તોપણ તેઓ અદ્યાપી પર્યંત જીવંત છે અમર છે. આપણા ગુજરાત-કાઠિયાવાડમાં પણ આવા અનેક મહાત્માઓ અવતાર ધારણ કરી ગયા છે. જે રંક છતાં રાયને ટક્કર મારે તેવા હતા. જે મૃત છતાં અમર, અલ્પજ્ઞ

છતાં સર્વજ્ઞ, અને અજાણ છતાં જાણીતા કહી શકાય. આપણું ગુજરાત અને ગુજરાતી ભાષા જ્યાં લગી હયાત હશે, ત્યાં સુધી એ મહાશયો શબ્દ દેહે **यावतूचन्द्र दीवाकरौ** ચિરંજીવ રહેશે. એ મહાત્માઓના નામ ધરગથ્થુ પણ છે, અને હૈયે પણ છે; તો પણ હોઠે રાખવાની અતિ આવશ્યકતા જણાય છે.

સબબ એવા મહાનુભાવોની ટીપ અને જીવનવૃત્તાંત થોથાં પોથાં ઉથલાવી હસ્ત લિખિત પ્રતો, અને તામ્રપત્રો તથા તાડપત્રો, ભિંતચિત્રો અને શિલાલેખો ઉકેલાવી, મગજનું પાણી કરી મહાપરિશ્રમે અમે ઉત્પન્ન કરી શકયા છીએ. તે પૈકી જૂજ નમુના મહાગૂજરાત સમીપ મૂકવાનુ અમે સાહસ ખેડયું છે. સર્વ હક્ક અમારે સ્વાધીન છે. જેથી કોઇપણ આસામીએ અમારી પરવાનગી મેળવ્યા વગર ચોરી કે છૂપગી કરવાની સાફ મનાઈ મોકલવામાં આવે છે. છતાં આ હૂકમ અમાન્ય કરશે તો ચાર હત્યાનું પાપ પોતાને શિરે વ્હોરવા તેમણે તત્પર રહેવું પડશે.

— ટીપ —

[૧] પોપાંબાઇ

પાશ્ચાત્ય અખબારનવેશોનું એમ કહેવું થાય છે કે, રોમના આગલા પોપ મહારાજના આ બાઈ માજણ્યાં બહેન થતાં હતા; અને યુરોપખંડમાં માર્ટિન લ્યુથરના જન્મ પહેલાં પોપનું સામ્રાજ્ય ચાલતું હતું, ત્યારે અગ્રકારભાર શ્રીમતિ પોપાંબાઇ ચલાવતા હતા. વાસ્કો–ડી–ગામા સાથે આ મહિલા આર્યાવર્તને કિનારે ઉતર્યાં, અને ફીરંગી લોકોએ જે જે પ્રાન્તમાં થાણાં જમાવ્યાં, તે તે મુલક આ બાનુને સુપ્રત કરવામાં આવ્યો હતો.

આર્યાવર્તના ઇતિહાસકારો આ મતને પુષ્ટિ આપતા નથી. તેમના કથન પ્રમાણે આ બહેનનું ઓળીઝોળીનું નામ પોપાં-બાઇ નહીં, પણ 'પીપાંબાઇ' હતું. કારણ કે દારૂના પીપ તેમનાં

કોઠામાં ઠલવાઈ શકતા હતા. ગમે તે મત માન્ય કરીએ તો પણ આટલું તો ચોક્કસ છે કે, અંગ્રેજોની ભરતખંડમાં પધરામણી થઇ તે વખતે ગુજરાત–કાઠિયાવાડમાં પોપાંબાઇના રાજ્ય ચાલતાં હતા. લોર્ડ ડેલહાઉસીએ કેટલાક રાજ્યો ખાલસા કર્યા, તોપણ પોપાં-બાઈના વારસો હસ્તક કેટલોક મુલક રહેવા દીધો. જેના પ્રતાપે આજે પણ ત્યાં 'આપલ–પોપલ'માંથી પોપાંબાઇના જેવો જ ધૂમ સુવ્યવસ્થિત કારભાર ચાલતો જણાય છે.

[૨] બોડી બામણી

ગંગાસ્વરૂપ સુસંસ્કૃત આ વિદુષી માતાની કથા કરુણ-રસથી ભરપૂર છે. એક કાળ એવો હતો કે, તેને ત્યાં પવન પાણી ભરતો અને વરુણ વાયુ ઢોળતો. ધન–ધાન્યથી ભરપૂર એના કોઠારો અને નંદનવન સમાં સાતે રસથી પૂર્ણ તેનાં ખેતરો હતા.

આ મૈયાને માથેથી ધણી ચાલ્યો જતાં, બીજો કાળ એ પણ આવ્યો કે, તેના જે સાથી હતા તે શેઠ થવા લાગ્યા. નોકર હતા તે 'બાઇસાહેબ'ને 'બોડીબામણી' તરીકે સંબોધવાની નફટાઇ કરવા લાગ્યા. તેના કોઠાર લૂંટાઇ ગયા. તેના ખેતરો ખૂંદાવા લાગ્યા. ખેતર તો બોડી બામણીનાં જ ગણાય, છતાં તેનો કબ્જો તેના સંતાનોને હજુ સુધી મળી શકયો નથી. આ માજીને વૈધવ્ય બંગાળમાં પ્રાપ્ત થયું, અને ત્યાંના રીતરિવાજ મુજબ માથું પણ ત્યાં જ બોડવામાં આવ્યું. ત્યારથી 'બોડી બામણી' કહેવાયા.

[૩] પાતી પીંજારણ

હિન્દુસ્થાની 'પ્રીત'ને મળતો પાકીસ્તાની 'પાત' શબ્દ છે. તે ઉપરથી 'પ્રેમકોર' કે 'પ્રીતિગૌરી' જેવો અર્થ ધરાવનાર 'પાતીબુ' કે 'પાતી બેગમ' નામક આ ઇસ્લામી પાકદામનના વડવા મૂળ પાકીસ્તાન પ્રદેશમાથી પેટગુજારા અર્થે ભમતા–ભટકતા કાઠિયાવાડમાં આવી વસેલા.

શૂદ્રજાતિમાં જન્મેલી અને સમાજમાં ક્ષુલ્લક પ્રાણી તરીકે હડહડ થાતી તેમજ નિર્ધન ધણીના મેણાં-ટોણાં, ધોંપા-ધુંબ્બા ખાતી છતાં યે પરસેવાના પ્રરિશ્રમથી કુટુમ્બનુ પાલણપોષણ કરતી આ પાતીબાનું હરેક પ્રકારની પીંજણકલામાં પાવરધા હતા. સાહિત્ય, સંગીત, વિજ્ઞાન, હુન્નર કલા આદિ હરકોઈ વિષયની પીંજણકલામાં તેણી જ્ઞાત હતા. પોતાના કાળમાં મહાવિદ્યાલય હસ્તી નહીં ધરાવતાં છતાં યે આ નિરક્ષર બાનુએ આ બધી વિદ્યાકલામાં કેમ ચંચુપાદ કર્યો હશે, એ જ એક મહાન કોયડો છે.

આજે સાહિત્ય કે વિદ્યાન કે ઉદ્યોગકલાના કોઈપણ વિષયની ચર્ચા કે સ્પર્ધાના પ્રસંગે, આ બાનુનું નામ જાણે આજે પણ વિદ્યમાન હોય તેમ, જરૂર જીવ્હાગ્રે ચઢી આવે છે. તેવી રસાકસી [ Tug of war ] વખતે એક પક્ષ પ્રતિપક્ષને આવ્હાન આપતાં પડકાર કરે છે કે–'હવે એમાં શું ! એ તો પાતી પીંજારીનેય પણ આવડે, એ તો પાતી પીંજારીયે જાણે.'

[૪] ગાંગલી ઘાંચણ

આ સર્વગુણસંપન્ન સન્નારી સબંધમાં ભિન્ન ભિન્ન મતો પડે છે. પારસી સાક્ષરોનો એવો અભિપ્રાય છે કે—'એવન ટેલીની સાથે અદરાયેલાં ઉંટા'. હિન્દુ સાહિત્યકો તેથી વિરૂદ્ધ પડે છે. તેઓ કહે છે કે—'ગાંગો તેલી સનાતની તથા મરજાદી હિન્દુ હતો, ગાંગલી ઘાંચણ હિન્દુ નહોતી. તો પછી વર્ણાંતર લગ્ન કદીપણ ગાંગજી ભાઈ એવો સુધારક તે હોવાનું લેશવટિક પણ સંભવતું નથી, કે શિલાલેખોમાં નીકળતું નથી.'

ઈસ્લામી લેખકો કંઈક અંશે પારસી મત તરફ ઢળતા હોય તેમ જણાય છે, અને તેને પુષ્ટિ આપતાં એ કારણ આગળ ધરે છે કે—'ગાગજીભાઈ હિન્દુ નહી, પણ ઈસ્માઈલી હતા. સબબ ગાંગલી ઘાંચણ જોડે તેમણે નીકા કરેલી, તે કેફીઅત દરોબસ્ત છે.' ચોથો

મત જે ઈન્સાફની અદાલતમાં દલીલ તરીકે વપરાય તેવો સપ્રમાણ વજુદવાળો, અખંડિત અને કાયદાથી ગ્રહ્ય ગણી શકાય તેવો એ છે કે—'ગાંગલી ધાંચણ જો ખરેખર મિસીસ ગાંગા હતે તો, તેના ધણીના ધંધામાં તેણીએ પૂરેપૂરી મદદ કરેલી હતે.'

ગાંગલી ધાંચણે કદીપણ ધાંણી ફેરવીજ નહોતી. તેલના થડા ઉપર બેઠી પણ નહોતી, એટલુંજ નહીં પણ મિસ્તર ગાગજીએ તેણીને ફારગતી આપી હોય, એમ પણ બિલકુલ કહેવાતુંજ નથી. હકીકત જોતાં તેણીનો પ્રિન્સીપલ યાને પ્રાધાન્ય ધંધો 'મિડ્વિફરી' યાને 'સુયાણી'નો હતો, અને સેકંડરી એટલે કે, ગૌણપણે ગુપ્ત દલાલી અને ઓઝલ-પરહેજમાં અવરજવરનો હતો.

તેણીનો એ ધંધો તેની વારસ પુત્રીઓ પરંપરાગત કરતી કરતી આવી છે, અને તેજ ગુણો તેણીના વંશમાં પણ આબાદ ઉતરી આવેલા છે. એટલુંજ નહીં પણ તેની પુત્રીઓ અને સ્ત્રી-સંતાનો આજસુધી મૂળ પુરૂપ [આઈ બેગ પારડન યોર વોરશીપ !] મૂળ ઔરત યાને તેમની મૂળ માતાને નામે ઓળખાતાં આવે છે. એ બધાં લક્ષણો લક્ષમાં લેતાં, માર મુખ્યતમ કાયદો અને રીતરિવાજ લાગુ હોવાથી, ગાંગલી ધાંચણ જરૂર મલબારનાં રહીશ હોવાનુ સાબીત થાય છે.

[૫] ગાંગો તેલી

લગભગ એક હજાર વર્ષ પૂર્વે આ મહાશયનો જન્મ માળવામા થયાનું નીકળે છે. મહારાજા ભોજના અમલ દરમ્યાન ઉજેણી નગરીમાં તેલીબીયાંમાંથી અર્ક ખેંચવાનું જંગી કારખાનું તેમને ઘેર હતું. આ મહાપુરુષ ખરેખર મસ્ત હતા, અને પોતે રાજા ભોજથી સવાયો હોવાનો દાવો ધરાવતા હતા. પોતાનાથી વડપણમાં વધે એવો પુરુષ પોતાના રાજ્યમાં કોણ પાકયો છે, તેની ખાત્રી માટે ભોજરાજાની આજ્ઞાથી ગાંગા તેલીને રાજસભામાં બોલાવી મંગાવ્યો.

તેનું મુખ અને વેષ જોઈને પંડિત કાલિદાસે મોઢા આડુ ફાળીયું દીધું. તેનાં બન્ને પડખાં જોરથી હલવા લાગ્યા, અને બને આંખોમાથી શ્રાવણ–ભાદરવો વરસી પડયા. આંખો ફાડી આંસુ લુછતે લુછતે પંડિત કાલિદાસથી બોલી જવાયું કે–'કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી !'

ગાગજીભાઇને આ મર્માળા વાકયો અંતર સોંસરવા ખૂંચવા લાગ્યા. જેથી ક્રોધાવેશમાં આવી ભરસભામાં તાડૂકી ઉઠયો કે—'ખબરદાર ! મોં સંભાળીને બોલજો, પંડિતરાજ ! મારામાં અને મહારાજામાં એવો શો ફરક તમે ભાળ્યો ? મહારાજને બે આંખ અને એક કાન છે, અને તેટલી જ ઇન્દ્રિઓ અને અવયવો મને પણ છે, મહારાજ અનાજ આરોગે છે, તેમ મારો પણ તેજ ખોરાક છે. રાજાનું સિંહાસન જેટલું ઉચું છે, તેટલો જ ઉચો મારો પણ થડો છે. મહારાજનાં અંગરખા ઉપર અત્તર છે, તો મારા કેડિયાં ઉપર પણ તેવો જ પદાર્થ છે. તમે શા માટે હસો છો ? અત્તર અને તેલ બંને વનસ્પતિનાજ અર્ક છે. બોલો ! હવે રાજા ભોજથી મારી પદ્દી કઈ રીતે ઉતરતી છે કે, મારી મજાક થાય છે ?'

એ સાંભળી પંડિતજી સુદ્ધાંત આખી સભા ચાટ પડી ગઈ, અને ભરસભામાં બોલેલા વાકયો પંડિતજી પાછા ગળી ગયા; અને બે હાથ જોડીને માફી માગી ત્યારે જ શ્રી ગાંગજીભાઈએ સભામાથી રૂખસદ લીધી. ત્યારથી ગાંગાતેલીનું ગૌરવ વધ્યું, અને તેમનું નામ રાજા ભોજની સાથે સંકળાઇને અમર થઈ ગયું. આજે તેમના વારસો મહાગુજરાતમાં ઘણે સ્થળે વસે છે. ઓળખની નિશાની એ—જે ગાંગાતેલીના ગુણો તેમની રગેરગમાં અને નસેનસમાં વણ્યાં કરતા હશે !

[૬] પુનો તગારાવાળો

આ મહાપુરુષ શુદ્ધ કાઠિયાવાડી હતા, અને જામસાહેબના રાજ્યના મૂળ વતની હતા. તેમનો ધંધો ચુનાના તગારા સારવાનો હતો. આલમની અજાયબીઓમાં મોસ્કોનો ઘંટ જેમ વખણાય છે, તેમ પુનાના આ તગારાનો પણ શા માટે સમાવેશ નહીં થતો હોય -એ એક મહાન આશ્ચર્ય છે.

પુનાભાઈએ જાતે ખાત્રી કરી હતી કે-'જામસાહેબના -નગારાના નાદથી પોતાના તગારાનો રણકો જરા પણ ઉતરે તેવો નથી.' તેથી જ્યારે જ્યારે ચોઘડિયાં સમયે જામસાહેબનાં નગારા-ખાનામાં નગારા ઉપર દાંડી પડતી, ત્યારે ત્યારે પુનો પણ ટપ દેતે પોતાનું તગારૂં લઇ, ઘરને ખુણે સાંઠીકડાં વતી વગાડવા મંડી પડતો. પુના કરતા તેનું તગારૂં વધ્યું. જડથી ચેતન ઓળખાવા લાગ્યું.

જામસાહેબનું નગારૂં ભલે મોટું હોય, અને પુનાનું તગારૂં ભલે છોટું હોય; તોપણ મોટાની નકલ છોટા કરે—એ પુનાની જાહેર હિમ્મતની પ્રશંસા કાઠિયાવાડે કરી. માટે જ 'જામસાહેબનું નગારૂં' અને 'પુનિયાનું તગારૂં' એ જામોકામી કહેતી પડેલી છે. પુના તગારાવાળાના વારસોનો આજે પણ ટોટો નથી. ધાર્મિક, સામાજિક, સાંસારિક કે રાજકીય કોઈપણ સભામાંથી તમે એને આબાદ ઓળખી કાઢશો.

[૭] ખાપરા-કોડિયા

આ બંને પિતા-પુત્ર હોવાની રખે ભૂલ ખાતા! રામ-લક્ષ્મણની જોડી પેઠે આ બંને મહાનુભાવો એકલા બંધવો હતા. કોઇ કહે છે કે, 'આ ભાઇઓ ગિરનારની બખોલમાં જ વસતા, દિવસે સૂતા અને રાત્રે જાગતા.' અમે પાકે પાયે કહેવા શકિતમાન છીએ, કે એ મશહૂર ભાઇઓ જંગલમાં નહીં, પણ શહેરની મધ્યમાં વાસો કરતા, અને ત્યાં જ તેઓ પોતાનો ધીકતો ધંધો ચલાવતા.

ધોળે દિવસે આસમાનના તારા દેખાડવાની કે હથેળીમાં ચાંદ બતાવવાની અધ્યાત્મવિદ્યા તેમણે સાધી હતી. પરિણામે જનસમૂહની અચળ શ્રદ્ધાને પાત્ર તેઓ પંકાઇ ગયા હતા.

આ ભાઇઓનો વિસ્તાર આજે ફક્ત હિન્દમાંજ છે, એમ નહીં; બલ્કે વિલાયતમાં પુષ્કળ પ્રમાણમાં દ્રષ્ટિગોચર થાય છે. હિન્દના કરતાં તેમના વિલાયતી ભાયાતો ચાર ચંદાવા આગળ ચઢી જાય તેવી વડીલની શક્તિ તેમના વારસામાં આબાદ ઉતરેલી જણાય છે. કોઇપણ ધંધાની અલૌકિક શક્તિના વર્ણનની દશ કોલમથી ભરપૂર જાહેરખબર કોઈ કંપનીની તમારા વાંચવામાં આવે, ત્યારે તમારે અઠ્ઠાણું ટકા અનુમાન કરી લેવું કે—'એ મેશર્શ ખાપરા એન્ડ કોડિયા કંપની [ જવાબદારી કોઇની સુવાંગ નહીં પણ ]-લીમીટેડ છે.'

[૮] ભરુચ કે નવાબ

ભરુચ મૂળ 'ભૃગુ કચ્છ' તરીકે ઓળખાતું, ઇતિહાસ પ્રસિદ્ધ બંદર હતું. જ્યાં અગાઉ છેક વિલાયતથી વહાણો નાંગરતાં. ભરુચ અને તેની આસપાસનો તમામ ફળદ્રુપ મુલક નવાબ સાહેબની આણુ નીચે હતો. આવું સારૂં બંદર અને આવી રસકસવાળી જમીન, તેનો વહીવટ દેશીલોકોને કરતા ન જ આવડે; એમ ઠરાવી નવાબ સાહેબનાં હિત અને ભલા ખાતર તેમને રાજકાજમાંથી કંપની સરકારે સાવ હળવા કરી દીધા, અને સાલીઆણું બાંધી આપ્યું.

ધીરે ધીરે એ સાલીઆણાંમાંથી સોના સાઠ અને આધા બાદ થતે થતે નવાબ સાહેબની સાહેબી આખર શૂન્ય ઉપર પહોંચી ગઈ. કંપની સરકારને અરજીઓ કરી કરીને નવાબ સાહેબને આંખે પળીયાં અને માથે ધોળાં આવી ગયા. ગોળના પાણીએ નવરાવવા જેવા શેરાઓથી નવાબ સાહેબ ગળે આવી ગયા, અને છેવટ ડીરેકટરની બોર્ડને મેમોરિયલ મોકલાવ્યું. સાત વખત રીમાર્કસ

માટે, અને સત્તર વખત રિમાઇન્ડના કારણસર એ તુમારને વિલાયત અને હિન્દુસ્થાન વચ્ચે વહાણની સફર કરવી પડી, ત્યારે નવાબ સાહેબના લાભમાં અપીલ ચૂકી.

તે ઠરાવ સંભળાવવાનો હતો, પણ અધિકારીઓ પછી અધિકારીઓ બદલી જવાથી નવાબ સાહેબ આ લોકમાં છે કે પરલોકમાં તે કોઈ જાણતું નહોતું. જેથી નવાબનો લેખ લેવા અગર જે કોઇ તેના વારસ હોય તેમણે જાતે કચેરીમાં હાજર થવાનું એક જાહેરનામું ભરુચના કલેકટર સાહેબે પ્રસિદ્ધ કરાવ્યું.

ઘણાંય નવાબઝાદાઓ માગીતાગીને કપડાંદાગીનાનો ઠઠેરો કરી કચેરીમાં મુદ્દતે હાજર થયા, પણ સાહેબનું મન માન્યું નહીં; ત્યાં—એક ચીંથરે હાલ ભીખારી છતાં મુચ્છોના આંકડા ચઢાવેલા એક પુરુષે ધક્કા મુક્કિથી રસ્તો કરી મોખરે ટંકાર કર્યો કે—'અજી! હમભી નવાબ ભરુચકે.'

સાહેબ તો એ સાંભળીને વિમાસણમાં પડી ગયા. આખર શહેરના એક જૂના અને જાણીતા વયોવૃદ્ધ વણિક વેપારીને બોલાવી મંગાવ્યા. તેમણે આ વ્યકિત પ્રત્યે ચુંચી આંખે ટીકી ટીકીને નિહાળ્યા બાદ અભિપ્રાય આપ્યો કે—'જો કે આમનો ચ્હેરો સદાબરો ભલે અમારા નવાબ સાહેબને મળતો ન આવતો હોય, તોપણ નાકનું ટીચકું, આંખના ખૂણા, અને મોઢાનો મરડ જોતાં—સોળે સોળ આના જાણે નવાબનો શાહજાદો હોય નહીં, એમ જ દેખાય છે.'

કલેકટર સાહેબે તે મત માન્ય રાખી, ભરુચની નવાબીનો મોર છાપવાળો લેખ ત્યાંને ત્યાં નીચે પ્રમાણે આપ્યો:—

'ત્રીસ દિવસનો મહિનો,
મુફત ખાના; ઔર મસ્જીદમેં સોના.'

ભરુચના નવાબના એ વારસો આ લેખના આધારે આજે પણ અમનચમન ઉડાવે છે, અને 'હમભી નવાબ ભરુચ કે'—એમ બોલવાનો હક્ક ધરાવે છે.

## ફેશનત્વ

**ફેશન** કોઇના બાપની નથી. ફેશનની કાંઇ હદ મુકરર કરેલી નથી. ફેશનને કોઇ કાયદો લાગુ પડતો નથી. ફેશન એટલે સમાજમાં આકર્ષક દેખાવનો વીધિ-યાને-નિયમ. સમાજ એકંદર રીતે જોતાં Conservation—યાને-આગળ નહીં વધવાનો દુરાગ્રહ બતાવનારી છે. બલ્કે 'સ્થિતિસ્થાપક'ની વલણ ધરાવે છે. સમાજની એકાદ વ્યકિત રીત રિવાજ કે પહેરવેષમાં અમુક ફેરફાર કરે તો, પ્રથમ નિંદા તથા હાસ્યને પાત્ર થાય છે. એટલું છતાં તે વ્યકિત સમાજથી નોખી તરી આવતી હોઇ, આકર્ષક તો થાય છે જ. જો એ વ્યકિત ધૈર્ય અને અડગતા રાખે તો નિંદા અને હાસ્યપ્રશંશા અને આનંદમાં પલટાઇ જાય છે, અને તેનુ નામ ફેશનની તવારીખમાં અગ્રપદે આવે છે.

ફેશન પ્રથમ રૂઢિથી વિરૂદ્ધ હોઇ દુર્ગુણ [ Vice ] ગણાય છે, અને રૂઢિ તે સદ્‌ગુણ [ Virtue ] કહેવાય છે. મનુષ્ય પ્રથમ નાગા ફરતા તે વખતે નગ્નતા એ સમાજની રૂઢિ હતી, અને તે સદ્‌ગુણ ગણાતો. તેમા પ્રથમ જેમણે શરીરપર પાંદડું બાંધવાનું સાહસ ખેડયુ હશે, તે ફેશન પ્રત્યે સમાજનો ઘણો પ્રહાર પડયો હશે. પણ રફતે રફતે તેનું જ અનુકરણ કરી બધા પાંદડાં પહેરતા થયા એટલે પાંદડું પહેરવું તે સમાજની રૂઢિ થઇ, અને દુર્ગુણમાંથી સદ્‌ગુણ મનાયો. પાંદડાંમાંથી પોતડી પહેરવાની ફેશન શોધી હશે, તેના માથે પણ એના એ પ્રહાર પડયા હશે. પોતડીમાંથી

ધોતીયું, ધોતીયામાંથી ચોરણો, ચોરણામાંથી પહોળું પાટલૂન, પહોળા પાટલૂનમાંથી ટુંકું પાટલૂન, ટુંકામાંથી અરબ્બી ઘાટનું પાટલૂન–એમ અવનવી ફેશન ધારણ કરનાર પ્રથમ તો સમાજની નિંદાનો ભોકતા થયો હશે, છતાં પણ જેમ જેમ ફેશનનો સ્વીકાર સમાજ કરતી ગઈ, તેમ તેમ તે ' રૂઢિ ' બંધાતી ગઇ.

સમાજના રહેવા કરવાં, ખાવા પીવા, પહેરવા ઓઢવા, બોલવા ચાલવા, હરવા ફરવા, હસવા રોવા, અને ગાવા બજાવવાના નિયમમાં પણ આ પ્રમાણે નિશદિન ફેરફાર થયા કરે છે. તેનુ કારણ શું ? આ સૃષ્ટિ ઉપર જે જે મનુષ્ય જન્મે છે, તે પ્રત્યેકને પોતાના હુંપદ – યાને – અહંતા [ Egoism ] ની • છાપ બેસાડવાની આતરિક આકાંક્ષા ઉદ્દભવે છે. પોતે માણસ આકારનો મનુષ્ય છતાં ' અ–મનુષ્ય ' દેખાવાની તેની હોંશ હોય છે. પરિણામે મનુષ્ય જાત કરતાં પોતાની જાતમાં કાંઇક વિચિત્રતાનો ઉમેરો કરે છે, એટલે સમાજથી જૂદો તરે છે; અને સર્વની દ્રષ્ટિએ તરત ચઢે છે.

આકર્ષક બનવા માટે લાંબા કાળથી મનુષ્ય મથન કર્યા કરે છે, તોપણ તેનો પાર આવ્યો જણાતો નથી. કોઈ મુચ્છને કુદરતી રીતે વધવા દયે છે. કોઈ વધતી ઓછી કપાવ્યે જાય છે. કોઈ મુચ્છ વાંકડી રાખે છે, તો કોઇ થોરના કાંટા જેવી અણીદાર બનાવે છે. કોઈ હિટલર ઘાટની મુચ્છ પસંદ કરે છે. તો કોઈ બિન મુચ્છિયા [Clean–Shave] સ્ટાઇલ પર મોહિત થાય છે. કોઇ બિલાડા જેવા થોભીઆ રાખે છે, તો કોઈ સાવરણી જેવી દાઢી ઉગાડે છે. કોઇ દાઢી વચ્ચમાં સેંથો પાડે છે, તો કોઇ દાઢીના કાતરા પરભારા કાન પર ચડાવે છે, કોઇ ફ્રેન્ચ–કટની દાઢી રાખે છે, તો કોઇ મોબદે–ઘાટની દાઢી વધારે છે. તો કોઈ વડવાઇની ગુંથણી દાઢીમાં કરે છે, તો કોઈ દાઢી બિલ્કુલ રાખતાજ નથી.

તેજ પ્રમાણે માથાના બાલની સ્ટાઈલ જોશો તો - કોઈ પછવાડે જોન્સોનિયન-ઝુલ્ફાં રાખે છે, તો કોઇ આગળ ઇટાલિયન-ગુચ્છો રખાવે છે, કોઈ ચોટલો, તો કોઈ ચોટલી રાખે છે. તો વળી કોઈ મુંડો રાખવાનોજ શોખ ધરાવે છે. કોઇ સીધો સેંથો પાડે છે, તો કોઇ આડો સેંથો પડાવે છે. કોઇ ઝૂલુ-સ્ટાઇલના કર્લ પસંદ કરે છે, તો કોઈ મલાકા-સ્ટાઇલના અંબોડા પર ફીદા થાય છે. કોઈ દરવાજા ઘાટનો ચેહરો કઢાવે છે, તો કોઇ છાપરીઆ ઘાટની કોતરણી કરાવે છે. આ પ્રમાણે વિચિત્રતા ચ્હેરા, મ્હોરા, પહેરવેષ ઇત્યાદિમાં આપણે રોજ જોઇએ છીએ

ફેશન સાધારણ રીતે શ્રીમંત લક્ષ્મીપતિ બડેખાંઓ તરફથી બહાર પડે તોજ સમાજ તેનો સ્વીકાર કરે છે. કારણ ? શ્રીમંતોની મૂર્ખાઇ અને વિચિત્રતા લક્ષ્મીના પ્રકાશમાં ઢંકાઇ જાય છે. કોઇ શ્રીમંત ઉઘાડે પગે ફરશે કે થીંગડિયા વસ્ત્રો પહેરશે તો તેને 'સાદાઇનો સદ્‌ગુણ' ગણવામાં આવશે. પણ કોઇ મોટલીઓ, ખેપીઓ, મજુરડો, કે ભીખારડો કોલર-ટાઇ ચઢાવીને, ભભકાદાર કોટ-બૂટ પહેરીને નીકળશે તો, પ્રથમ તો પોલીસ તેનો પીછો લેશે. તેમાંથી છૂટયો તો, 'ફાતડો'-'દી ઉઠેલ' - એવા વિશેષણોવાળાં વાકયો સમાજના મુખમાંથી તે સાંભળશે. કારણ ? લક્ષ્મી રહિતને ફેશનના બઝારમા ફરવાનો અધિકાર નથી એજ.

' દુનિયા ઝૂકતી હૈ, ઝૂકાનેવાલા ચાહીએ ' - તેમ આ સૃષ્ટિના માનવીઓ પણ બિચારા ગાડર જેવા છે. એકાદ લક્ષ્મી પતિ પિઠ્ઠડ * જેવો વેષ પહેરીને નીકળશે, તો એકાદ દિવસ લોકો જરા બાડે ડોળે જોશે, કે મુચ્છ અગર દાડીમાં હસશે. પણ બે દિવસ જરા શાન્તિ પકડશે, તો એના એ હસનારા તેનુ અનુકરણ કરતા જશે

* હુતાસણીના તહેવારમાં મનુષ્યાકારનું પુતળું બનાવી તેને વિચિત્ર વસ્ત્રોથી શણગારવામાં આવે છે, તે પુતળાને 'પિઠ્ઠડ' કહે છે.

અને 'પિઠુડિયો પંથ' વધશે. તેમજ 'પિઠુડ' શબ્દની પણ એવી મોહની જામશે કે થોડા વખતમાં તમે પિઠુડ-કલબ, પિઠુડ-હોટેલ, પિઠુડ-કેપ, પિઠુડ-શૂઝ, પિઠુડ-કાર્ટ, પિઠુડ-થીએટર, પિઠુડ-વાઇન, પિઠુડ-સ્માઇલ, પિઠુડ-લાફ, પિઠુડ-ચાકુતી, પિઠુડ-ડ્રેસ મેકર્સ, પિઠુડ-શૂ મેકર્સ, પિઠુડ-હેર-ડ્રેસર્સની રોજી ચાલતી જોશો.

વિલાયત અને સુધરેલા દેશોમાં ફેશનના સાહિત્યમા વિદ્વાન લોકો માથું ઝૂકાવે છે. ફેશનને લગતા ખાસ વર્તમાનપત્રો પ્રગટ થાય છે. તદ્ઉપરાંત દરેક મોટા પત્રમાં ફેશન સબંધી ખાસ કોલમો રોકવામાં આવે છે. ફેશનની શોધખોળ અને પ્રસિદ્ધિ માટે જુદા જુદા ધંધાદારીઓ રચ્યામચ્યા રહે છે. ફેશન ધારણ કરનાર બાનુ કે ગૃહસ્થ [Society People]ની છબી પણ છાપવામાં આવે છે. ત્યારે ગરીબ બિચારૂં હિન્દુસ્તાન! તેનો સૂર્ય હજુ આથમણો છે. તેના નસીબમાં પશ્ચિમની નકલ કરવાનુજ સર્જા-યેલું છે.

પણ હવે સમય બદલાયો છે. હવે તમામ જાતની ઉત્કાન્તિ ...ાય છે. 'હિન્દી માટે હિન્દુસ્થાન' - એવા પોકાર ચોમેર સંભળાય . તો પછી આપણે આપણું આર્યત્ત્વ આખું નહી, તો છેવટે ...ધુ" તો પાછું મેળવવું ઘટે છે. આપણે સદાબરો યુરોપીય પોષાક ...જશું તો ચાઇનીઝ, જાપાનીઝ, ચિમ્પાનીઝ, ગોત્રાનીઝ, ઝૂલ્લુ કે ઉલ્લુ ગોરીલામાથી અલગ પડી, સુરતી, ભરૂચી, અમદાવાદી, કાઠિયાવાડી, હાલારી, કચ્છી - એમ પટ દઇને આપણને કોઇ ઓળખી શકશે નહિ. બીજી તરફ જો આપણે સદાબરા દેશી વસ્ત્રો ધારણ કરીએ તો - 'એ મારવાડી' - 'એ કાકા!' - એવા હોકાર - ટોકાર નાટકશાળાની અંદર કે વિકટોરિયાવાળાને મુખે સાંભળવા પડે છે. આ બને મૂશ્કેલીનો પણ સાથે સાથે ગંભીરાઇથી વિચાર કરવો ઘટેછે. આપણામાં જો કે 'Originality' [નવીનતા]

નથી, તોપણ અર્ધદગ્ધતા તો છેજ; તો પછી શા માટે તેનો ઉપયોગ ન કરવો? અને શા માટે કાંઇ પણ તોડ ન કાઢવો?

આ બધી બાબતો, અગવડો, મુશ્કેલીઓ, હરકતો, અડચણો, સંકટો ધ્યાનમાં લઇ, મગજમાં ઉતારી, તર્કમાં પ્રવેશાવી, કલ્પનામાં દાખલ કરી, અમે પોતે એક 'નવી ફેશનની' શોધ કરી છે. મનની મહેનત અને હાથના પરિશ્રમનું એ ફળ છે. દરજી, મોચી, ટોપીવાળા, ગાડીવાળા, કુંભાર અને હજામ જેવા કારીગરોએ ખાસ નોંધ લેવા લાયક છે. 'અબી પહેર્યાં – અબી ફેંક' ફેશનવાળા ગૃહસ્થોને તો ઘેર બેઠાં ગંગાજીનાં દર્શન થાય તેમ છે. લ્યો – નોટ કરો—

## [ ૧ ]
## પોષાક બનાવવાની વીધિ

**માથાનું ઢાંકણ [ટોપી]**

સોલા-હેટના અર્ધેથી બે ફાડિયા કરવા, અને અમદાવાદી ટોપલું કે ભરૂચી કે સુરતી છાપરૂ, ભાવનગરી પૈડું કે કાઠિયાવાડી વળદાર શેષનાગી ફેંટો કે પાઘડી, જે ઠીક પડે તે બાંધેલા ખોખાંના પણ અર્ધેથી ફાડિયાં કરી, સોલા હેટનું એક ફાડિયું દેશી ખોખાનાં બીજા ફાડિયા સાથે આબાદ મેળવવું. આ ટોપીનું જેવું મિશ્રણ હોય તે પ્રમાણે એંગ્લો - ભરૂચી, એંગ્લો - અમદાવાદી, એંગ્લો - ભાવનગરી, એંગ્લો–જામનગરી, એંગ્લો-હાલારી, એંગ્લો–કચ્છી–કેપ એમ નામ પાડયાં. એટલે જેને જેવો ઘાટ માફક આવે તે ટોપીનો ઓર્ડર સુગમતાથી આપી શકે.

**[૨] અંગવસ્ત્ર**

હાલનો જમાનો ટુંકા કોટનો છે. માટે હન્ટિંગ કોટના અર્ધા પડને અમદાવાદી ડગલી કે કાઠિયાવાડી બંડીના અર્ધા પડ

સાથે મેળવીને શીવવું. કોટની બાજુએ બટન અને ડગલી ઉપર ક્રૅસ ટાંકવી; અને કોટનું નામ 'એંગ્લો - બંડી,' 'એંગ્લો - ડગલી' રાખવું.

[૩] પાટલૂન

ફ્રૅન્ચકટના પાટલૂનના અર્ધા કટકાને સૂરવાલ કે ચોરણાના અર્ધા કટકા સાથે જોડીને મેળવી દેવા. વખતે ધોતિયાં કે પોતિયાંના શોખ ધરાવનારા ગ્રાહકો આવશે, તો પછી પાટલૂનના અર્ધા કટકા સાથે ધોતિયાંની પાટલીવાળો અર્ધો ભાગ તૈયાર કરીને મેળવી દેવો. આનું નામ 'એંગ્લો-ચોરણી,' 'એંગ્લો-સૂરવાલ,' 'એંગ્લો-ધોતડી,' 'એંગ્લો—પોતડી,'-એમ ચાલશે.

[૪] કમ્મરપટ્ટો

કમ્મરપટ્ટો એવી રીતે શીવવો કે ચામડાનો અર્ધો પટ્ટો, સૂરવાલ ઉપર મુગલાઇ ભેઠ બાંધવાના અર્ધા કટકા સાથે જોડી શકાય. આ કમ્મરપટ્ટો 'મુગલાઈ-ભેઠ' કરતાં 'એંગ્લો—ભેઠ' તરીકે ઘણો પસંદ થશે.

[૫] પગરખાં

મોચીઓ માટે ખાસ કલા બતાવવા જેવું છે જ નહીં. મોચીઓ જો 'ઓખાઇ જોડા' શીવતાં ભૂલી ગયા હોય તો શીખી લઇ, આખી બૂટની જોડ બનાવવાને બદલે એક બૂટ, અને બીજો ઓખાઇ-એમ તૈયાર રાખવાં, અને આ 'ઓખાઇ-બૂટ' ઉપર તૂટાતૂટ પડશે.

[૨]

## પોષાક પહેરવાના નિયમ

મનુષ્યના નાકની અણી અને નાભિ-એ બે બિન્દુને આંકણીથી જોડી, જો સીધી લીટી દોરીએ તો ખાત્રી થશે

કે-'મનુષ્યના શરીરના એક સરખા માપના બે ફાડિયાં ભેગા કરી જાણે કુદરતે આખું ખોળીયું બનાવ્યું હોય! જેને આપણે જમણું તથા ડાબું અંગ કહીએ છીએ.'

હવે જો જમણા અંગને વિદેશી બનાવવા માગતા હો, તો ડાબા અંગને સંપૂર્ણ સ્વદેશી રાખવું; અને તે પ્રમાણે વિદેશી અંગ તરફ ટોપી, કોટ, પાટલૂનવાળો ભાગ પહેરાય, અને સ્વદેશી અંગ પાઘડી સૂરવાલ તથા બંડીથી ઢંકાય તેવી રીતે પોષાક ધારણ કરવાનો છે. વિદેશી પગમાં બૂટ, અને સ્વદેશી પગમાં ઓખાઇ પગરખું પહેરવું જોઇએ; અને કમ્મરે ભેઠ બાંધવી.

[૩]

## બીજી પરચુરણ વીધિ

માથાના બાલ, મુચ્છ, દાઢીના કટ સબંધે હવે કમિશન બેસાડવાની જરૂર નથી. વિદેશી માથામાં બાબરી રખાવી, સ્વદેશી માથું સાફ બોડાવી નાખવું. તે જ પ્રમાણે સ્વદેશી દાઢીના કાતરાને કાન ઉપર ચઢાવી, વિદેશી ભાગ તદ્દન સ્વચ્છ રાખવો. સ્વદેશી મુચ્છ રહેવા દઇ, વિદેશી ભાગ Clean shave કરાવવો.

જો તમને ધર્મનું પણ અભિમાન હોય, તો પછી સ્વદેશી કપાળ ઉપર અર્ધ ચાંદલો રાતો કે પીળો, તિલક, આડ, આડસર, કમાન, ગલતો વગેરે, ધર્મના ફરમાન પ્રમાણે કરવાથી પણ ગૌરવ જળવાશે.

અલબત્ત ડાંગ કે પરોણો તો સ્વદેશી હાથમાં જ રાખવો. વિદેશી હાથમાં તો કુમચી [ Hunting Cane ] શોભશે. ચશ્માંની જરૂર પડે તો વિદેશી આંખ [પછી તે આંખે દેખાતું હોય કે ન દેખાતું હોય તેની ચિંતા નહીં ] ઉપર દોરીવાળું એક ચશ્મું લટકાવવાથી મોભામાં વૃદ્ધિ થશે. સિગાર કે સિગારેટ તો હંમેશાં

વિદેશી મુખમાં જ રાખવી. સ્વદેશી ગલોફામાં પાનનો ડૂચો ભરશો તો કાંઇ હરકત નથી.

**ચેતવણી**–પોષાક તથા ટાપટીપ [Toilet] ની આ તમામ વીધિમાં વિપરિતતા બિલ્કુલ નહીં આવવી જોઇએ. નહિંતર સવળી પાઘડીને બદલે અવળી પાઘડી પહેર્યા જેવો દેખાવ થઇ જશે.

[૪]

**વાહન**

ગાડાં ગાડીમાંથી છેવટ મોટર ઉપર અટક્યું છે. મોટર ગમે તેવું ઝડપી અને સુગમતાવાળું વાહન હશે, તોપણ લગ્ન પ્રસંગે વરઘોડામાં કે રાજ્યારોહણ વખતે સ્વારીમાં વરરાજા કે મહારાજાને આપણે કદી મોટરારુઢ થયેલ જોયા નથી, પણ બે કે ચાર ઘોડાની ફેટીનમાં ભાળીએ છીએ; માટે વાહન તરીકે મોટરમા નહીં મોહાતાં ફેટીન જ વાપરવી. કારણ રથ અને ફેટીનની સંધીનો નુસ્ખો થવો હજુ મુશ્કેલ જણાય છે.

ઘોડાની જોડને બદલે ડાબી બાજુ ઘોડું, અને જમણી બાજુ ગધેડું જોડ્યું હોય, તો એ મિશ્રણ ઘણું લાભકારી છે. એક તો–રાસભજીઓ નવરા નક્કામાં ઉકરડે આળોટતા બંધ પડશે, અને કુંભકારો તેને કેળવીને ઘોડાની હારમાં લાવશે, એટલે અશ્વનો મિજાજ નરમ પડશે. પરિણામે રાસભની કિંમત વધશે.

બીજું ખાસ—રસ્તે ચાલતાં રાહદારીઓને ચેતવણી આપવા માટે ટોકરી કે ભુંગળાનું કામ પણ આ કેળવાયેલા રાસભજીઓ પોતાના ગળાંવતી કરશે, જેથી એક પણ અકસ્માત કદી પણ બનશે નહીં.

ઉપસંહાર—

આ ફેશન ગ્રહણ કરવાથી અનેક લાભ અને ફાયદા છે. ફેશનની તકરારનું પ્રકરણ છેવટને માટે બંધ પડશે. હજામ, મોચી,

દરજી, ધોબી, કાપડવાળા, ટોપીવાળા, ગાડીવાળાનાં બીલ અર્ધાં આવશે. એટલે આ મોંઘવારીમાં ખર્ચનો ફાયદો થશે. સુધારાવાળા તરફ વિદેશી મોઢું અને અંગ રાખી, અને અસલી જમાનાવાળા તરફ સ્વદેશી મુખ અને પડખું ધરી, તે પ્રમાણે વિદેશી મગજ-માંથી વિદેશી વિચાર, અને સ્વદેશી ખોપરીમાથી સ્વદેશી વિચારો અને ઉચ્ચારો દર્શાવવાથી, આપણે દહીંમાં અને વ્હામાં બંનેમાં પગ રાખી શકશું. એટલું જ નહીં પણ ઢાલની બંને બાજુ જ્યાં સુધી નજરે ન પડવા દઈએ, ત્યાં સુધી બંને પક્ષ આપણી વાખવાખી કરશે; અને છેવટે—

પૂર્વ અને પશ્ચિમ, વિદેશી અને સ્વદેશી, ઓગણીસમી-સદી અને વીસમીસદી, નવું અને જૂનું, સુધારો અને અંધશ્રદ્ધા, એ તમામનું મિશ્રણ, સંઘટ્ટન, સંમેલન, સંયોગ, સંધી, જોડાણ, હસ્તમેળાપ, પાણીગ્રહણ–ઈત્યાદિ–ઈત્યાદિ થશે, બનશે, સ્થાપાશે, લાગશે, જાગશે, જામશે, અને વિરામશે.

[ બાનુઓએ હાલ ઉતાવળ કરવી નહીં. પારસીબાનુઓને સ્થિર થવા દયો પછી વાત.]

# યાંત્રિક યુગની યાંત્રિક પર્વણી

શું તમે એમ માનો છો કે ઓગણીસમી સદીનો જૈન તેજ વીસમી સદીનો જૈન છે? શું તમે એમ સમજો છો કે ગાડે, કે પાલખીમાં બેસી, બસેંહ દિવસે સમ્મેત શિખર પહોંચનાર ગાંડાશા કે ઘેલાશા તેજ હાલ બે દિવસે એક્ષપ્રેસમાં પહોંચી જનાર મિ. ઝવેરી કે મિ. શાહ છે?

જો સદીના ફેરફાર સાથે આપણા ખાન પાન, રહેણી કરણી, આચાર વિચારાદિમાં વિપર્યાસ થયા હોય, તો સમયના પરિવર્તનની સાથે શ્રાવક-શ્રાવિકામાં પણ ફેરફાર થવો જોઇએ. બતાવશો-પૂર્વે કોઈ જૈન દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, કે માસિક, બલ્કે વાર્ષિક પત્ર! દેખાડશો-પ્રાચીન કાળની કોઈ ઓલ ઇન્ડીયા જૈન પરિષદ્ કે ઓલ ઇન્ડીયા સાધુ સમ્મેલન! જો વીસમી સદીનો આ બધો પ્રભાવ દશ્ય થાય છે, તો હવે તેવા કાળમાં 'સમય ધર્મ' પ્રવૃત્ત થવો જોઇએ કે નહિં!

'જૈન' એટલે કેવળ રાત્રિ ભોજન નિષેધક-વા-કંદમૂળ વર્જીતમ-યા-મંકોડા કે સૂક્ષ્મ જીવાત પરત્વે 'જીવદયા પ્રચારક મંડળ'- એવી વ્યાખ્યાને બદલે, 'પ્રાણી માત્ર પરત્વે ભ્રાતૃભાવની વૃદ્ધી કરનાર' એવો જો વ્હોળો અર્થ થતો હશે, તો એક જ કોમ છતાં-મૈત્રી કે જૈન, સ્થાનકવાસી કે દેરાવાસી, એવા ધર્મ ભેદના પરિણામે અરસ-પરસ લગ્નના પ્રતિબંધ ટકશે કે! ફિરકા ફિરકાના મિથ્યા ભેદને

પરિણામે કલહ કંકાશ ચાલશે કે! 'ભ્રાતૃભાવ'ના સત્ય બોધથી કોમ કોમના ભેદ નષ્ટ થશે, એટલું જ નહી પણ આર્યાવર્તના છુટા છવાયા અંગો સુદ્રઢ થઈ એક મહાન રાષ્ટ્ર બને તેમ છે. 'ભ્રાતૃભાવની' મહાત્મા બુદ્ધની ધર્મ ધ્વજા તળે ચીન જાપાન આદિ મહાન દેશોએ પણ શિર નમાવ્યા છે.

પણ જવાદ્યો એ ફિલસુફી! શિલગુણસુરી કે યશોવિજયજીની પાટ ઉપર હું વળી કયાં ચઢી બેઠો!! મગર મચ્છનાથી પણ ઉગ્ર આંખો તગતગાવતી, કે વાઘનાથી પણ વિકાળ ડોળા ઘુરકાવતી, માંજારથી બ્હીઇને ભાગતો નાસતો, મારા જેવો વીસમી સદીનો જૈન, શું કરવાનો હતો?

આપણે તો, પર્યુષણ પર્વને બ્હાને માંડ માડ સાત દિવસ ઓફિસના ધસડબોરામાંથી નિવૃતિ મળી, તે સમય શી રીતે ગાળવો તેનીજ વેતરણમાં છીએ. મેં તથા મારા મિત્ર કાન્તિનાથે તહેવાર માથેરાનમાં ગાળવા એમ નિર્ણય કર્યો. તેનું પ્રોગ્રામ ધડયું. ગોવિંદજીની હોટલમાં ઉતરવાનું નક્કી કર્યું. રેલ્વે ગાઈડ મંગાવી, વખત જોઇ લીધો; શું શું સામાન સાથે લેવો પડશે તેની નોંધ કરી. અને હસ્તે મુખડે ઘેર જઈ ટ્રંકમાં કપડા ગોઠવવા માંડયાં; ત્યાં-'આ શું?' કહેતાં મારા મિસિસે પ્રવેશ કર્યો.

"ડીયર! બે ચાર દિવસ માથેરાન જરા લટાર મારી આવવા ધારીએ છીએ."

"લ્યો, બેસો! બેસો! આવા પજોસણના તહેવારમાં તે બહાર જવાય કે?"

"આપણા મિ. અને મિસિસ કાન્તિનાથ પણ સાથે આવવાના છે."

"જોયા તમારા કાન્તિનાથ, અને જોઈ તેની બૈરી! બન્ને નાસ્તિક થઈ ગયા છે. ન જવું દેરે કે ન જવું અપાસરે! આજ

તે મોજ હોય કે વીરપ્રભુનું ભજન હોય! ચાલો કાલે ઘર છે, તમારે અપવાસ કરવો છે કે એકાસણું ?"

'ઉપવાસ' એ શબ્દોચ્ચાર મારી કર્ણેન્દ્રિ પર પડતાં મને જાણે વિદ્યુત પ્રવાહનો ઝટકો લાગ્યો. મેં મિસિસ પાસે આડી અવળી ઉલટ સુલટ અનેક દલીલો માથેરાનની તરફેણમાં રજુ કરી, પણ તેણી એકના બે ન થયા. પરિણામે વિચાર માંડી વાળવો પડયો, અને મિ. અને મિસિસ કાન્તિનાથ ટપટપ નહી કરતાં રવાના થઈ ગયાં. એટલે આપણે કયું તપ આદરવું તે ગંભીર વિષય આવતી કાલ ઉપર મુલતવી રાખીને મુંગા મુંગા પથારી વશ થઈ ગયા. પ્રભાત થતા દાતણ મોઢામાં મૂકયું, ત્યાં મિસિસ દોડતાં આવ્યા– "એઈ–યુ–આ શું કરો છો ?"

"કેમ! દાતણ કરૂં છું." મેં કીધું.

"લ્યો! ત્યારે તો તમારાથી હવે અપવાસ નહિં થાય!" લીલા દાતણ જેવી ચેતન વસ્તુનો જીભ્હા સાથે સ્પર્શ થવાથી ઉપવાસ વૃત્ત મિથ્યા થાય, એવું સૂત્ર વ્યવહારમીમાંસામાંથી મિસિસે શોધી કાઢયું.

"અરર! શું કહો છો ? ત્યારે તો લાવો ચ્હા." તપનો ભંગ થયો, એટલે આપણે તો ચ્હા પીને નિરાંતે, એક જૈન પત્ર વાંચવા બેઠા. જરાવારે દૂધવાળો ભૈયો આવ્યો.

"શેઠ, દૂધકા હિસાબ ચુકાદો!"

"દેખો ભૈયા! આજ હમેરા પજુસન હયે. રાત દિન તલક હમેરેકું ફુરસદ નહીં મિલેગી. સો પિછે આના!"

"અરે–શેઠ! પયુસન પયુસન કયા કરતે હો! હમ ગરીબ આદમીકું પૈસાકી જરૂર હયે, કુચ્છ આડવાન્સ દો, તો ભી મહેરબાની."

"ભૈયાજી ! તમે સમજ્યા નહિં મેં કીધું તે? અમારા તહેવાર પછી આવજો ને!"

બાપડો ભૈયાજી-સરસ્વતી ભણાવતો વિદાય થયો. દાણાવાળો ભારમલ્લ કે નાણાંવાળો ગોમાજી તો હમણાં સતાવે તેમ નહોતું. કારણ આ બન્ને મૂર્તિઓ ત્રણસેહ પાંસઠ દિવસનું પાપ સાત દિવસમાં ધોઈ નાખવા પાછળ રચ્યા મચ્યા હતા. પણ હરામખોર ધોબીને આ પવિત્ર તહેવારની જાણ નહિં હોવાથી તેણે કોણ જાણે ક્યાંથી મારી ઓરડીમાં મોઢું કાઢીને શાન્તિમા ભંગાણ પાડ્યું: "શેઠ ! કપડેકા હિસાબ કરદો."

"દેખો, મહાવીર..." ધોબીનુ નામ મહાવીર હતું; તે ઉપરથી મારા મગજમાં એવો પ્રશ્ન ઉદ્‌ભવ્યો, કે આવું પવિત્ર નામ અન્ય ધર્મીઓ ધારણ કરે, તો ખુદ મહાત્મા તિર્થંકરોના અનુયાયીઓ શા માટે એવા નામ, જેમકે મિ. ઋષભદેવ, મિ. કુંથુનાથ, મિ. રેહનેમી, મિ. આદિનાથ, મિ. પદ્મપ્રભ, મિ. સંભવનાથ-એમ પસંદ ન કરે?

"શેઠ ! ક્યા બિચારમેં પડ ગયે!"

"જો મહાવીર! તારૂં જે નામ છે, તેવા નામવાળા અમારા મહાત્માનો આજે મોટો તહેવાર છે."

"હું—જબતો ક્યા લડુ ખાઓગે કે માલપૂઆ?"

"ચુપ રહે મુર્ખા ! આમાં ખાવાનું નામ ન લેવાય. અમારે તો ભૂખ વેઠવી જોઈએ; અને જો મહાવીર! તારે પણ આ અઠવાડિયું ધોવા કરવાની તમામ જંજાળ છોડી દેવી જોઈએ. અમારા દેશના ધોબી, ઘાંચી, મોચી, કુંભાર, કંદોઈ, તાંઈ, તંબોલી. એ બધા આ તહેવાર પાળે છે, અને કાં મા'જન પળાવે છે."

"શેઠ ! હમ કામ ન કરે, તો આપ હમેરેકું ઔર હમારે લડકેકું મુફ્ત ખિલાવેગેં ક્યા?"

"મહાવીર! તું પણ અપવાસ કર, તારા દેહનું કલ્યાણ થશે."

"અજી શેઠ સાહેબ! વો ઠેકડીકીબાત જાનેદો જી; હિસાબ કરદો તો બડી મહેરબાની."

"દેખો ભઈયા! હમારા ચાઇના સિલ્કકા કોટ તુમને બિગાડ ડાલા; શીપવાલા, બી સુધાર શકતા નહિ હયે, વો જો નુકશાન કીયા સો બાત ભૂલ ગયે, ઓર દામ લેનેકું બડા ખબડદાર!"

"લ્યો—ચાલો, ચાલો, તમારે ખાવું હોય તો ખાઇ લ્યો. હું તમારે માટે ભાણું ઝાલીને ક્યાંસુધી બેસી રહું! અમારે પાછું વખાણુમાં જવું હોય કે નહીં?"

હત તેરીકી! એતો મિસિસનો અવાજ હતો. તપને લીધે તેણીનું રૂદ્ર સ્વરૂપ નિહાળીને લાંબુ નહિ કરતાં, 'પીછે આના' એમ ભૈયાજી પ્રત્યે પ્રત્યુત્તર વાળી, બારણું બંધ કરીને મિસિસની પાછળ ચાલ્યો.

એક કોર ગવલી અને ધોબી સાથે પિંજણથી મસ્તક ચઢી આવેલું. બીજી તરફ મિસિસના મગજમાંથી ધુંધવાતી જ્વાળાનો તાપ મારી હોજરીને લાગતા જઠર બળીને શુષ્ક થઇ ગયેલી; તેમાં વળી ત્રીજી બાજુ ભાણામાં પિરસાયેલી વાની-બસુપે ગાંઠીયાં કોરા ને ગાંઠીયા-શાક રૂપે જોઈને, રસનેન્દ્રિય ઉપર બિલકૂલ અમીનો છાંટો આવ્યો નહિ; એટલે ફકત શાકમાં જરી નખ બોળીને 'ભૂખ નથી લાગી' એમ ખુલાસો કરી, હાથ ધોઈ નાખ્યા. મોહલાના બૈરાં ધર્મ સ્થાનકે જવા માટે ફકત મિસિસની જ રાહ જોઇને ખોટી થતાં હતા; એટલે મેં તેણીને એકદમ ફારક કરી દીધા; અને હું ઓરડામાં જઈ આરામ ખુરશી પર પડયો. આમતેમ તરફડયો; વળી પુસ્તક લીધું; પુસ્તકના અક્ષર ઉંધા ચત્તા દેખાવાથી કોચ ઉપર આળોટયો. કોચ જડ વસ્તુ છતાં કોણ જાણે ક્યાંથી આજે ચેતનમય બની ગયો! અને તેનામાં જીવ આવતાં, મારી પીઠને ચટકો લેતાં હું ટપ દેતે બેઠો થઈ ગયો. પેરણ તપાસતાં એક માતેલો મતકુણ રૂધિરપાન કરતો હતો. માંકણને ફુંક મારી હળવેથી

બારીએથી પરહાવી દીધો; બારીએથી સામી વિશ્રાંતીગૃહ તરફ દ્રષ્ટિ ગઈ; એટલે ત્યાંથી ન્હાનો એક કપ મોકલી દેવા આજ્ઞા મોકલી.

આર્યને વિશ્રાંતી આપનાર ગૃહમાંથી આવેલા પરસેવાના પમરાટથી મ્હેંકતા વસ્ત્રવાળા છોકરાનો એક કોપ, તેની સાથે ન્હાનો વળી ડબલ કોપ સોનજીું કરીયાતાનું જળ! એટલે ખરેખર કાળો કોપ જ લાગ્યો!!! આજે ન અન્ન, કે કોઈ પણ પ્રકારના જળ ઉપર લગીરે ભાવ જણાયો. ન્હાને તિલાંજલી આપી, હવે વસ્ત્ર પ્હેરી, દરીયા કિનારે વિશ્રાંતી લેવા નિમિત્તે બહાર નીકળ્યો. મેં ધાર્યું કે આખુ નગર આજે શૂન્ય જેવું હશે; ત્યાં તો રસ્તે મોટર, ટ્રામ, વિકટોરીઆની એની એ ધમાલ; રાહદારીઓની એની એ કચડા ભચડી; અને હોટલ તથા રેસ્ટોરામાં પ્યાલા રકાબીના એના એ ખણખણાટ. ફકત મારી દૃષ્ટિએ જ રંગ કંઈ ન્યારો લાગતો હતો એમ મારી ખાત્રી થઈ. રસ્તે કોઈ મિત્ર 'સાહેબજી' કહીને 'કેમ આજે કાંઈ સિક છો?' એવા પ્રશ્ન પૂછવા લાગ્યા, ત્યારે નકાર વાચક પ્રત્યુત્તર વાળીને આગળ ચાલતો. કોઈ મિત્ર વળી–'કેમ મિસ્તર! આજે મેટ્રોમાં ફાઈન ફીલ્મ છે, ચાલો જશું કે!' એમ આમંત્રણ દેવા લાગ્યા. તો કોઈ 'વડીલોના વાંકે'નું નિમંત્રણ કરવા લાગ્યું. દેવ જાણે શું! પણ મને આ બધા ધ્વનિ કવિઓની બંસરી જેવા દિવ્ય છતાં બોદા જણાયા.

સંધ્યાકાળ થઈ જશે એવી ભીતિને લીધે ઉતાવળે પગલે ઘેર પોંહોચ્યો. ત્યાં નોકરે વર્તમાન સંભળાવ્યા કે 'સમારિત થઇ જવાથી તમારે એકટાણું હશે એમ માની, બાઈ સાહેબ પાંચ મિનિટ પહેલાં જ અપાસરે ગયા છે.' મિસિસના પંચાંગશાસ્ત્ર મુજબ તેમનો ભાદરવો સૂર્ય ક્ષિતિજથી દસ ફુટ ઉંચે હોય ત્યારથી જ અસ્ત પામેલો ગણાતો હોવો જોઇએ! પણ–ચાલો પત્યું.

ભલું થયું ભાંગી જંજાળ,
સુખે થયો ઉપવાસ રસાળ.

ઉપવાસ બે પ્રકારના. (૧) રસાળ તથા (૨) નિઃરસ. દરેક રસ, ગંધ અને દરેક લાલચની મધ્યમાં રહીને અન્ન જળ ઉપર અભાવ ઉત્પન્ન કરીને ક્ષુધા તથા તુષા વેઠવી, તે રસાળ ઉપવાસ યાને ઉત્તમ તપ; અને પ્રત્યેક રસ, ગંધ અને લાલચથી ભડકીને વસ્ત્રથી જકડી દેવું, તે નિઃરસ ઉપવાસ યાને કનિષ્ઠ તપ કહેવાય છે. મારો તપ પહેલા પ્રકારનો અને મિસિસનો બીજી પંક્તિનો હતો. સાત સાત દિવસ સુધી કેળાંના છોતરાંના શાક, મગની ફોતરીની દાળ, ગુવાર કે ભીંડાની સુકવણી, ખારેક સાથે ખેરો, ગોળ મિશ્રિત ગાંઠીયા—એવી એવી ભિન્ન ભિન્ન રસવાળી વાનીઓ મારી દ્રશ્યેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય અને રસનેન્દ્રિય સન્મુખ નઝર કરવામાં આવી, છતાં ય એમ પણ ઇન્દ્રિ ડગમગી નહિં; બલ્કે જોવા, સુંઘવા, કે ચાખવાની ક્ષુલ્લક ઇચ્છા વટિક પણ ન કરી; તોપણ મિસિસ મારા તપની કદર કરી શકતા નથી. ત્યારે તો મને લાગે છે કે જો ત્રણસેં પાસઠ દિવસમાં કરેલા પાપની શુદ્ધિ સાત દિવસમાં થઇ શકતી હોય, તો સાત કલાકમાં પણ તેમ જ થઇ શકશે. તો પછી શા માટે આ વીસમી સદીના યાંત્રિક જમાનામાં સાત દિવસને બદલે સાત કલાકમાં પર્યુષણ પર્વની ઉજવણી ન થાય! લ્યો—નોટ કરો; તેનો કાર્યક્રમ હું નીચે પ્રમાણે સૂચવું છું—

| | |
|---|---|
| પહેલો કલાક. | પહેલું ધર—ઉપવાસ—યા અર્ધ કલાકણું (એટલે ફક્ત સિંગલ કપ ચ્હા.) |
| બીજો કલાક. | પારણું. |
| ત્રીજો કલાક. | ઉપવાસ યા અર્ધ કલાકણું. |
| ચોથો કલાક. | કલ્પધર—વીર પ્રભુનો જન્મ. ચૌદ સુપના બે હાજર ફીટની ફિલ્મ વડે બતાવવાં. |

| પાંચમો કલાક | ઉપવાસ—યા અર્ધ કલાકણું. |
|---|---|
| છઠ્ઠો કલાક. | અત્તરવાણું-સંઘભોજન-યા એટહોમપાર્ટી. |
| સાતમો કલાક. | સંવત્સરી—પોષધવ્રત, અગર બની શકે તો આહારરહિત ઉપવાસ |

રેલ્વે અને હવાઈ વિમાન છતાંયે, રગસીઆ ગાડામાં બેસીને આખરે લાખે કાળે પણ સંવત્સરીનો દિન આવી પુગ્યો ખરો ! પ્રભાત ઉગતાં ટપાલવાળો પત્ર ફેંકી ગયો. પત્ર જોતા છાપ માથેરાનની હતી; એટલે મિ. કાન્તિનાથ સિવાય અન્યનો તો ન જ હોય! ફોડતાં—માથેરાનમાં પર્વની ઉજવણી કેમ કરવામા આવી, અને પળે પળે અને ક્ષણે ક્ષણે કાળ કેમ વ્યતીત કરવામા આવ્યો, તેનુ રસમય વર્ણન વાંચી મને જાણે તૃપ્તિના ઓડકાર આવ્યા, અને મિઠ્ઠી નિદ્રામાં પડયો. શિવાજી પોઇન્ટ—એકો—પોઇન્ટ—એટહોમ—હોટલમાં પીરસાયલું ટેબલ-સુંદર પકવાનોનું ભાણું લઈ ધસ્યો આવતો મહારાજ—ટેબલને લાગેલો આંચકો—આંચકાથી આખ ઉઘડરી—'એક અપવાસ કર્યો છે તેમાં જાણે મોટી સોથ મારી હોય તેમ સવારના ઘોર્યા શું કરો છો ? ઉઠો ચાર વાગી ગયા છે ?' ઓ તારી ! એતો મિસિસનો પડખામા આંચકો લાગેલો હતો. બેબાકળો ઉઠયો. આખ મોઢું ધોઇ, સ્વસ્થ થઈ, પોતીયું પથરણું બગલમાં વીંટી, ઉપાશ્રયમા પહોંચ્યો. અને ટોળામા ભેળાઇ ગયો.

પડિક્રમણના પ્રારંભની સાથે જ્ઞાનના અતિચાર, બાર વ્રત્ત, અઢાર પાપસ્થાનક, પચીસ પ્રકારના મિથ્યાત્વ, એ વગેરે વર્ણનમાં બે કલાક વિત્યા બાદ એકાએક ગોકીરો થયો કે—'ચાલીસ લોગસ્સનો કાઉસ્સગ આવ્યો.' જાણે કેમ કોઈ વાઘ આવતો હોય તેમ હોકારા, ખોંખારા, ઠેંઠેરવ, લાંબા પહોળા પગ, અંગ મરોડ, બગાસાં, ઉભા થવું, બેસી જવું, આવા ભિન્ન ભિન્ન અભિનય

ટોળામાં દ્રશ્ય થયા. જલ્દી લોગસ્સ કોણ કરાવશે, તે માટે સમાજમાં શોધ ખોળ થવા માંડી. કોઇએ નેણસીભાઈ, કોઈએ મોણશીભાઈ, કોઈએ ધરમશીભાઈ, કોઈએ કરમશીભાઈ, તો કોઈએ લખમશીભાઈ એમ અનેક 'શીભાઈ' ના નામ સૂચવ્યા. પણ આખરે વીકમશીભાઈ ઉપર કળશ ઢોળાયો. વીકમશીભાઈ ખોંખારો મારી જેવા ઉભા થયા, તેવા આપણે પલાંઠી વાળી, હસ્ત ખોળામાં પહોળાં કરી, નેત્રો નીચાં નમાવી, ઉર્ધ્વ શ્વાસ લઈ, કાન વિકમશીભાઈ તરફ માંડી, મહાત્મા બુદ્ધદેવની મૂર્તિ સમ સમાધી ચઢાવી ગયા. પણ કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી !! વિકમશીભાઈએ હજી ચાર લોગસ્સ પૂરા ન કર્યા, ત્યાં તો શરીરે ચોમેર ચટકા ઉપડયા. મનને દબાવ્યું, રીબાવ્યું. 'લોગસ્સ દશ થયા' એવો ધ્વનિ કાને પડતાં ચટકા કાંઇક શમ્યા; પણ અર્ધે રસ્તે ગાડું પાછું અટકી પડયું. વિકમશીભાઈ એકદમ બોલતા બંધ પડી ગયા, એટલે અમે જાણ્યુ કે તે કાઉસ્સગ કરી ગયા હશે. ત્યાં તો ભારે ઉધરસનો અવાજ સાંભળ્યો; ત્યારે ખબર પડી કે, બાપડા વિકમશીભાઈ એકતો વયોવૃદ્ધ, તેમાં તેમને દમ અને હાંફણનુ દર્દ હોવાથી બાવીસમે લોગસ્સે એવો દમ ઉપડયો કે પહેલી પાંચ મિનીટ તો ઉંડો શ્વાસ લઈ ગયા, ને બેવડ વળી ગયા; અને બીજી પાંચ મિનિટે ઉધરસ શમતાં શ્વાસ હેઠો બેઠો. દશ મિનિટના આ અંતરમાં અમારા જેવા શ્રાવકજીની સમાધિની શું સ્થિતિ થઇ હશે, તે તો કહેવા કરતાં કલ્પવું ભલું ! કારણ અત્યારે 'બોલે તેના વ્રત વેચાય.' જો લોગસ્સનું કાર્ય વેળાસર સમાપ્ત કરવાનો જ આશય હોય, અને જો તેટલા માટે ઝડપી બોલનાર શ્રાવકને પસંદ કરવાનો હેતુ હોય, તો પછી વિકમશીભાઇની પેઠે અધ્વચ્ચ દગો ન દીએ, એવી નવીન રીતિ શા માટે ગૃહણ ન કરવી ? અને શા માટે લોગસ્સની સુડી ભરાવીને ગ્રામોફોનનો આવે વખતે ઉપયોગ ન

લેવા ? જો વાયકાના જીવ હણાવાની ભીતિ હોય, તો જેમ વિક્રમશીભાઇના મુખ આડી મોહપતી હોય છે, તેમ ગ્રામો-ફોનના ભુંગળા આડું વસ્ત્ર વીંટાળી લેવાથી અર્થ સારે તેમ છે; અને બે મિનિટમાં આખાદ કાર્ય પતી જાય તેમ છે. શું તમે મારી વાતને હસી કાઢો છો! આજે નહીં તો બે ચાર દાયકા પછી પણ આ રીતિ ગૃહણ ન થાય તો મારા જોશ મિથ્યા જાણવા !!

પણ—ચા--આ—હ્લો ! જોશ, કે ટીપણાં પડતાં મેલો; ખામણાં આવ્યાં. બીજે ખામણે મુકિત શિલા અને તેના અંતર માપના વર્ણનની સાથે મને મિ. અને મિસિસ કાન્તિ-નાથ, માથેરાન, અને શિવાજી પોઇન્ટનું સ્મરણ થઇ આવ્યું. એટલે હું પણ એકાએક બોલી ઉઠયો કે-' એ ( શીવાજી ) શિલ્લા કેવી છે? એક ઇંચનો લક્ષમો ભાગ કરતા, તેવા પીસ્તાલીસ લાખ ઈંચ લાંબી પહોળી, મધ્યે એંશી હજાર ઇંચ જાડી, તેને એક છેડે–ગોખીર, શખ, ચક્ર, ટેટ રત્ન, રૂપાના પટ્ટ, મોતીના હારથી સજીત, માંખીની પાખ થકા પણ પાતળાં, ખીર સાગરના પાણી થકી પણ અધિક ઉજળાં એવા મિસિસ કાન્તિનાથ, અને બીજે છેડે–એક ઇચ તેના છેલ્લા પ્રતિ ઇંચના છઠ્ઠા ભાગ જેટલે અતરે મિ. કાન્તિનાથ બિરાજી રહ્યાં છે. તે કાન્તનાથ કેવા છે? સુવર્ણે, સુગંધે, સુરસે, ભૂખ નહિં, દુઃખ નહિં, રોગ નહિં, સોગ નાહિં, કુડ નહિં; નવરસના સેવણહાર, મોટરના મોહણહાર, પુષ્પના રોહણહાર, અનંત અનત સુખની લ્હેરમા બિરાજી રહ્યા છે.

ધન્ય કાન્તિનાથ ! તમે સ્વર્ગ લોકમાં વિચરો છો, હું અપરાધી આહી મૃત્યુ લોકમાં સબડું છું. તમે બટાટાની કચોરી આરોગો છો, હું પામર જીવ સુકવણીનો પવન ભરખું

છું. તમારે માથેરાનમાં આરામ છે, મારે માથે રામના નામ છે. તમારૂં જ્ઞાન (ખોટા વ્યવહારોને વશ નહિં થતાં આંહીથી પાથરા સીખાવી ગયા તે), તમારૂં દર્શન (હન્ટીંગ કોટ, બ્રિચીઝ અને કરઝન હેટમાં) તમારૂં ચારિત્ર્ય (સ્થળે સ્થળે પિકનિક ઉજવણી અને સ્હેલગાહ) તત્ સંબંધી મન વડે વિચાર કરતાં, વાણી વડે ઉચ્ચાર કરતાં, કાયાએ કરી, બેહાથ જોડી, મસ્તક નમાવી—ખુજો ખુજો કરીને થેંક્સ આપું છું.'

# અદ્ભૂત લેપ !

'જતુની જણુ તો વકીલ જણ, કાં અધિપતિ કાં વૈદ્ય;
નહિં તો ધોળે દિવસે, લૂંટે કોણ પ્રસિદ્ધ ?'

ઉપલું કાવ્ય મારા મગજમાં ઘૂમવા લાગ્યું. જો દુનિયા ઝૂકતી હોય તો, તે ઝુકાવવાનો પરવાનો અમુક મહાત્માઓજ લઈને અવતરે એવો કાંઈ કુદરતનો કાયદો નથી. જગતમાં મને પણ એક યા બીજી રીતે નામ કાઢવાની લાલસા થઈ. મને સ્ફુરણાં થઈ કે-'સાર્સાપરિલા-પેનકિલર કે ઝીનસીન ગોલ્ડ ટોનિક પિલ્સ' જેવી કોઈ નવીજ પેટન્ટ દવાની શોધ કરીને અમર આત્મા બની જાઉં! મોટો પેટન્ટ લેપાલય બંધાવું અને મહેલનીચે મોટું ભોયરૂં ખોદાવું ! કારણ ? પછી નાણાંની થેલીઓ બેન્કમાં કે શરાફી પેઢીઓમાં રાખવામાં ભારે જોખમ !

વિચાર કરતાં મને લાગ્યું કે, વિધ વિધ અશક્તિવર્ધક અને આંતર વિગ્રહ દવાઓ અને યાકુતિઓ તો હવે જન સમાજમાં ગુંડલેને ટોપલે ઉભરાય છે. માટે તેને મારી હઠાવે તેવી કોઈ આબાદ પેટન્ટ દવાની શોધ કરવી !

મને હવે મુબારક બાદી આપો ! મારી પીઠ થાબડો ! કારણ મેં તેમાં અંતિમ વિજય મેળવ્યો છે. હું અમર થયો છું મારી જાત મહેનત છે. સ્વાશ્રયનું પરિણામ છે. મારૂં નામ ભવિષ્યમાં ધનવન્તરી કે લુકમાન હકીમની હારે હારે બોલાશે ને જળવાશે. !

હિમાલયના ગિરિશૃંગોમાંથી મળી આવેલી જડીબુટ્ટી-એવા ઢોંગ ધતુરા હવે ચલાવી મારે જગતને કાંઈ ઠગવું નથી. મારે તો જનતાનું કલ્યાણ કરવું છે. તો પછી લેભાગુ વૈદ-ડોકટર કે હકીમની પેઠે મારે મારો પ્રયોગ ગુપ્ત શા માટે રાખવો? પ્રયોગશાળામાં પ્રથક્કરણ કરવું હોય તો પણ પૂરતી છૂટ છે.

લ્યો-મારા કીમિયાની જરા નોંધ કરો-

દશ શેર ડામર, મધપુડાના [મધ કાઢી લીધેલ] ખાલી ખોખા, અને અધું ગાડું આકડાના પાનની સામગ્રી મેં મહામહેનતે ભેગી કરી. અને ટાઢા પહોરના ભગીરથ પ્રયત્ન અને મહા મંથનના પરિણામે-કવિરાજ-રાજકવિ-કવિવર—કવિસમ્રાટ—શાસ્ત્રવૈદ — વૈદ શાસ્ત્રી-વૈદરાજ-રસવૈદ-વૈદરસ - શ્રીમાન ઓલિયા વૈદનો - 'ભીમસેન બલ વર્ધક સુવર્ણામૃતાંજન લેપ' બહાર પડયો

આ લેપ અંજન-ચાટણ-ઘોંટણ-ઘર્ષણ-મર્દન-પીવણ -સુંઘણ ઈત્યાદિ અનેક રીતે ઉપયોગમાં લઈ શકાય છે. આ લેપ તનના-મનના તેમજ સ્થાવર અને જંગમ-મિલ્કત રૂપી ધનના તમામ રોગોનું નિવારણ કરે છે. આ લેપ નબળાને સબળા બનાવે છે. ભીમસેન જેવાને સુદામા અને સુદામા જેવાને ભીમસેન બનાવે છે. સબળાને અબળા અને અબળાને પ્રબળા બનાવે છે. નિર્ધનને ધન આપે છે. ભૂખ્યાને ભોજન આપે છે. ઉઘાડપગાને જોડા આપે છે. મંદ અક્કલને અક્કલમંદ બનાવે છે. નામર્દને મર્દ અને મર્દને નામર્દ બનાવે છે. ગધેડાને ઘોડો અને ઘોડાને ગધેડો બનાવે છે. આ અદ્ભુત લેપની-શારીરિક-વ્યવહારિક-માનસિક-શ્વાનસિક-ધાર્મિક—માર્મિક—તાર્મિક—આર્યિક—સ્વાર્થિક — અપરમાર્થિક -રાજદ્વારિક - ભૂસ્તરિક - આદિ અનેકોક અસર થાય છે માગે હેતુ નરકમાં સંસાર, સંસારમાં-સ્વર્ગ, સ્વર્ગની નિસરણી અને નિસરણીથી મોક્ષ અપાવવાનો છે. મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા!!

લગભગ કીર્તિ શિખરે પહોંચ્યો છું. ફક્ત કળશ ચઢવો બાકી છે. તોપણ હાલની સ્થિતિએ પણ આ લેપ અદ્‌ભૂત કામ કરે છે. જેની સાબીતી મારી પોતાની જાત માહિતી અને વણ માગ્યા પરદેશથી આવેલાં અસંખ્ય સંખ્યાબંધ સર્ટિફીકેટોથી મલી શકે છે. મારે ખુલમ ખુલ્લા કહી દેવું જોઈએ [ જોકે વ્યાપારી-કાયદો તેથી ન્યારો છે ] કે-સર્ટિફીકેટો મારી મચરડીને અને ગમે તે રીતે ગમે ત્યાંથી ભેગાં કરવાની રીત હું પ્રસંદ કરતો નથી. હું તો એમ કરૂં છું કે, પૂર્વમાં પશ્ચિમ દેશ અને ઉત્તરમાં દક્ષિણ દેશના લોકનાં સર્ટિફીકેટો અત્રે રજુ કરૂં છું, કે જેથી ધારેલી અસર ઉપજાવી શકાય.

નમૂના તરીકે-ચીન દેશમાં આવેલાં 'વાઇ-હાઇ' નામક પ્રખ્યાત નગરના 'હાઉ-વાઉ' નામના સુપ્રસિદ્ધ ખેડુત તરફથી ચીનાઇ ભાષામા ચિત્રો સહિત એક સર્ટિફીકેટ આવ્યું છે. તેનો તરજૂમો નીચે ટાંકું છું.

**મહેરબાન કવિરાજ ઓલિયા વૈદ્યજી ! નમસ્તે !**

'લખવાનું કે, મારા ખેતરની જમીન એવી તો ધારોડ અને નાકસ હતી કે, હળના દંતાળ જમીનમાં ઉંડા ઉતરતા નહોતા. જેથી બટાટાની વાવણી વખતે પટેટા કાપીને તેના કટકા કોશ વતી ઉંડા ખાડા ખોદી તેમાં ખોસવા પડતા. ત્યાં-આપના સુપ્રસિદ્ધ- 'ભીમસેન બલ-વર્ધક સુવર્ણામૃતાંજન લેપ' ની જાહેર-ખબર તિબેટના 'લાસડિયા સમાચાર' પત્રમાં વાંચવામાં આવતા, તે લેપની એક બાટલી ખરીદ કરી, ફકત દસ એકર ધારવાળી જમીનમાં થોડોક લેપ લગાડયો. ત્યાં બીજી સવારે ધારના ચૂરેચૂરા થઈ ગયા, અને ખેતરને ફરતો પાણીનો ગઢ બંધાઇ ગયો !

અરધા વાલ જેટલો લેપ પાણીની તલાવડીમાં છાંટયો, ત્યાતો માત્ર બે દિવસમાં પાણી ખલાસ ! અને જમીન એવી

રસાળ-ફળદ્રુપ ખેતરાઉ બની ગઇ કે અત્યારે તેમાં ગાજર-એલચી-લવિંગ તથા ચણાના ઝાડ પુષ્કળ ફાલ્યા છે !

આ લેપની અને તેના અનંત-બળની હું શી તારીફ કરૂં ! મારો અઢી વર્ષની વયનો છોકરો યાંગત્સે નદીમાં પડી ગયો. એટલે ચણોઠી ભાર લેપ નદીના વહેનમાં છાંટયો, ત્યાં તો તેના ચમત્કારથી છોકરો કાંઠે સ્વયં ખેંચાઇ આવ્યો. અને લેપાળ જળના બે ત્રણ બોધરણાં તેના પેટમાં જવાથી પેટની શકિત એવી ફાલી-ફુલી કે, કાંદાની ચાર મણ જેવડી એક ગુણ ખેતરથી બાર માઇલ દૂર મારકીટ લગી પોતાના પેટ ઉપર છોકરો ખેંચી ગયો ! એટલુંજ નહીં પણ લેપ પેટમાં જરવાથી તેનુ નસીબ પણ એવું ખુલ્યું કે-શરતના મેદાનમાં ઘોડા ઉપર ટીકીટ લગાવતા તો બેહઝારનું રોકડ ઇનામ પણ જીતી ગયો !'

લી આપનો સેવક
**હાઉ-વાઉ**

કેમ.! આટલેથી ધુંટડો ઉતરે છે કે નહી ?

વાહ ! ત્યારે-કામસ્યાટકા-વૈદકીય-કોલેજના એક વિદ્યાર્થી તરફથી મળેલ પ્રમાણપત્ર મારી પાસે મોજૂદ છે. મેં તેની ભાષામાં કાંઇક થોડો ઘણો સુધારો કર્યો છે. અને કાંઇક વ્યાકરણ અને કાનામાત્રાની ભૂલ અહીં તંહી સુધારી છે. આ નજીવા ફેરફાર સિવાય તે પ્રમાણપત્ર આબાદ જેમનું તેમ આ રહ્યું—

**કામસ્ચાટકા મૃત્યુ સુધારક કોલેજ**

**મ્હારા વ્હાલા ઓલિયા-વેદ [ના] જી !**

'આપને ખબર હશે કે, ઉપલા મન્દિરમાં મેં અર્ધી ટમ' ભરી છે. અને એકવાર તો એક બાળકના પગમાંથી વળેલી સોય પણ કાઢી શકયો હતો. એટલે વૈદક-શાસ્ત્ર અને શારીરિક-વિદ્યાના

મૂળ તત્ત્વોથી હું સારી રીતે જ્ઞાત છું. હું અંહી વૈદ્યનો ધંધો ચલાવું છું. આ ધંધામાં ધક્ ધ્યાન લાગવાથી મારૂં શરીર તવાઇ-નીચોવાઇ ગયું, અને એટલો તો પાતળો પડી ગયો કે, મારો પડછાયો દેખાય તેટલા ખાતર શરીર ઉપર બે જાડાં ગુંગણુ ઓઢવા લાગ્યો. 'કોડ-લિવર' અને બીજી અનેક પેટન્ટ દવાઓ પેટમાં નાખ્યાં છતાંયે લોહીનો ટસકો ન છૂટયો. દરમ્યાન અકસ્માત 'મકરાન'ના એક દૈનિક પત્રમાં આપની 'ભીમસેન બલ-વર્ધક સુવર્ણામૃતાજન લેપ'ની પ્રસિદ્ધિ વાંચવામાં આવતાં, મેં તે લેપ ખરીદ કર્યો. અને એલોપથિક-હોમિયો પથિક ને બદલે આ શાળાના કાષ્ઠો-ચૂર્ણો-પથિક નિયમાનુસાર મેં તેમાંથી માત્ર એક અબજાંશ ભાગનું અનુપાન કર્યું. ત્યા તો બે દિવસમાં મારી પતલી કમ્મરનું માપ વધીને એકસોને એંસી ઈંચ જેટલું થઇ ગયું. અને જઠરતો એવી પ્રદિપ્ત થઇ કે, અર્ધા કલાકમાં અઢી મણ મલબારી-લાકડા કાચાને કાચા આખાને આખા ચાવી જવા લાગ્યો ! તો પણ ભૂખ મટે નહીં. મારા મિત્ર સાથે શરત બકતાં, મારો જમણો હાથ રસીવતી બાંધી, ફકત ડાબા હાથની ટચલી આંગળી ઉપર બે આંકેલાને માતેલા ખુંટિયાને ઉપાડી અઢી માઇલ ખેતરલગી દોડી ગયો. ન માનતા હોય-તો જાઓ ! જુઓ ! ખુંટિયા હજુ ખેતરમાં આબાદ ઉભા છે !

આ બનાવ પછી મારી કિંમત વધી પડી. અને લશ્કરમાં મને કમાન્ડરની પદ્વી મળી. છેલ્લા મહાન યુદ્ધ વખતે હું સાઇબીરિયન ટુકડીનો સેનાધિપતિ હતો. અને જર્મન સરદાર હિંડનબર્ગ સામે હલ્લો કરવાનું મને ફરમાન થતાં અમારી સેનાને આગળ વધવાનો મે હુકમ આપ્યો. ત્યાં અચાનક જર્મન તોપનો ગોળો મારા માથા ઉપર પડતાં, મારા હાથ પગ શરીરથી વિખુટા પડીને નજીકના 'અલમેરો' ગામડામાં જઈ પડયા ! અને મારા છુટા છવાયા ઘવાયેલા અવયવો આસપાસના પ્રદેશમાં છવરાઈ

ગયા. આ સંજોગોમાં મારી જીવવાની આશા મારા લશ્કરના અફસરોએ છોડી દીધી. મારા દફન માટે કબ્ર ખોદાવી તૈયાર કરી અને કફન માટે લશ્કરી સવારો ગામે ગામથી માદરપાટ—જગન્નાથ કે ચલીના તાકાની લૂંટ ચલાવી લાવ્યા. ત્યાં ખુદાને કરવું છે તે—આપનો સુપ્રસિદ્ધ ચમત્કારિક 'ભીમસેનબલ વર્ધક સુવર્ણાંમૃતાંજન લેપ' [કે જે તે વખતે મારા વાસ્કુટના ગજવામાં હતો] તે મારા સેક્રેટરીને હાથ લાગતાં, તેમાં આપેલી સૂચના મુજબ તે લેપ મારા મૃત દેહ ઉપર ચોપડતાં, અને જરા સરખી હવામાં અંજલી છાંટતા, મારા છુટા છવાયા અવયવો ઉડીને પાછા જ્યાંના ત્યાં ચોંટી ગયા; અને ગામડામાં જઈ પડેલા મારા હાથ પગ પણ જેસના તેમ આબાદ સંધાઈ ગયા ! મારામાં નવજીવન આવ્યું. અને પાછા હઠવાની તૈયારી કરતા મારા અફસરો સમક્ષ મોઢામાં બત્રીસ દુ ચોસઠ દાંત સમેત હસીને હું ખડાંગ દેતે ઉભો થઇ ગયો. અને લશ્કરને 'ક્વિક—માર્ચ !'નો મેં હુકમ આપતાં મારા બહાદુર સિપાહીઓમાં એવું જોર અને જોસ આવ્યું કે, ફીલ્ડ માર્શલ હિંડનબર્ગનું સૈન્ય ઉભી પુંછડીએ બર્લિનના ગઢ ભેળું થઇ ગયું !"

લી: સદા આપનો
**'કાળો—કૅાપ'.**

હું ધારું છું કે—સર્ટિફીકેટોનું આટલેથીજ બસ થશે. હવે મારો પોતાનો થોડોક અંગત અનુભવ વર્ણવું છું.

ખાપરા—કોડિયાની જાણીતી નામચીન શરાફી પેઢીએ દીવાળું ફુંક્યું. તે પેઢીની ગોદરેજની તિજુરીના બારણાંને જરા લેપ લગાડયો, અને તેની ગંધ રહી ત્યાં લગીમાં તો નોટ, ગીની, રૂપિયા તથા પરચુરણના સંગ્રહનો મોટો ઢગલો પુનઃ તિજોરીમાં જમા થઈ ગયો !

લેપની બાટલીનું બુચ ઉડીને એક એંસી વરસના ભાટિયા ગૃહસ્થના માથામાં તડ દેતે વાગ્યું, અને છ દિવસમા તો છ વરસની નાનકડી–નાજુકડી–બાલુડી કન્યા સાથે ઘણી ધામધુમથી તેના લગ્નનો વરઘોડો ભરબજાર વચ્ચે નીકળતો ભાળ્યો.

મધ અને માખણમાં થોડોક લેપ કાલવીને એક મોટરવાળાને ચટાડયો, તે રોજ સાત માણસો ઉપર તેની મોટરનું પૈડું ફરી વળ્યું. ત્યાંને ત્યાં ત્રણ તો રામશરણ પામ્યા ને ચાર તો હજુ દવાખાનામાં ડંખે છે.

એક ગરીબ કાઠિયાવાડી બાઈ જે રેંટિયો કાંતીને પોતાનો જીવન નિર્વાહ ચલાવતી હતી, તેના કપાળ ઉપર લેપની આંગળી વતી જરા ચાંદલો કર્યો, ત્યાં વળતે રોજ એક અમેરિકન કરોડાધિપતિનો વારસો તેણીને મળ્યાનો તાર તેણીના હાથમાં આવ્યો.

એક દૈનિક વર્ત્તમાન પત્રના તંત્રીની આંખમાં સળી વતી થોડોક લેપ આંજ્યો, તો બીજા દિવસના અંકમાં ચાર જુદા લિડરો, સાત બિભત્સ જાહેર ખબરો, અને ચાર કોલમ ભરીને 'અમારી ઉત્તર ધ્રુવની ટપાલ' વાંચવામાં આવ્યા.

સટ્ટા બજારના બારણાં ઉપર થોડો ક લેપ લગાડયો. ત્યાં 'લીધા—ખાધા' કરતે ભરુચ ભાંગ્યું, બંગાળ બહેકયું. મથુરાદાસ દબાયો, તાતા તવાયો, સીધિંયા સુકાયો અને દાળમિયાં દળાયો.

પૃથ્વીના ચારે ખંડ અને સાતે ય સમુદ્રો ઉપર આ 'ભીમસેન બલ વર્ધક સુવર્ણામૃતાંજન લેપ'ની અદ્દભૂત અસર થઇ છે. ધોળે દહાડે આસમાનના તારા દેખાડી શકાય છે. બલ્કે હવે હથેળીમાં પણ ચાંદ બતાવી શકાય છે. રાતની ચોરી કરતાં ધોળા દહાડાની ધાડ હવે વધારે પડે છે. બુદ્ધિબળ કરતાં વાણીબળ કે કલમ બળ હવે વિશેષ અર્થ સાધક છે. પ્રથમ

હળદરને ગાંઠીએ ગાંધી થવાતું, હવે ખાદીની ટોપી કે ઝભ્ભો પહેર્યે 'ગાંધી' થવાય છે. પ્રથમ પંડિતરાજ રાજસભામાં પૂજાતા. હવે ભણે તે ભિક્ષુક અને ન ભણે તે નૃપતિ થાય છે. પ્રથમ બરછીમાં બળ ગણાતું, હવે બરછી બુઠ્ઠી થઇ ને કલમનું બળ પાણીદારને ધારદાર ગણાય છે. નામાંકિત છાપાવાળાઓ હવે નામર્દીની કે એવી બિભત્સ જાહેર ખબરો છાપતા નથી. છાપે છે તો સારી રકમની શરતે જ. વૈદ—હકીમના પરવાનાનો કાયદો હસ્તીમાં નથી એટલે ફાવે તેમ રોજ રોજ નવા નવા હકીમોની હાટડીઓ બજારમાં પડતી જાય છે. પરન્તુ તેવો ખરડો ધારાસભામાં રજુ થાય તો આ ઓલિયાના અદ્ભૂત 'ભીમસેન બલવર્ધક સુવર્ણામૃતાંજન લેપ'ની અસવડે અટકાવી શકાય તેમ છે.

# ‘ ભગારામ ’નો કળા—દેહ

વિક્રમાર્ક ઓગણીશમા શતકના ઉત્તરાર્ધમાં, અને ઇસ્વી ઓગણીશમા શતકના પૂર્વાર્ધમાં, ગુજરાતમા કલા–કૌશલ્યનો રાત્રિકાળ હતો; અને એ કલાકૌશલ્યના ગગનાંગણમાં માત્ર તારાઓનો જ પ્રકાશ હતો, એમ નહીં પણ એ તારામંડળ વચ્ચે તેનો નાયક થઈ ભગારામ ચંદ્ર રૂપે પ્રકાશી રહ્યો હતો. જેમ ચંદ્રબિમ્બમાં સામાન્ય દ્રષ્ટિને કલંક દેખાય છે, તેમ ભગારામની કળા અને જીવનમાં પણ દેખાય છે. ભગારામના સ્થૂળ, દેહના અને સૂક્ષ્મ દેહના બનેના જીવનમાં આ કલંક વસ્તુતઃ શાથી હતું, તેનુ શોધન આજના વિષયનુ અંગીભૂત નથી.

સામાન્ય મનુષ્યોને માત્ર સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ–એવા ત્રણ દેહ હોય છે, એવી વ્યવસ્થા આપણા લોકને પરિચિત છે. તે ઉપરાંત મહાપુરુષોને કીર્તિ દેહ હોય છે, જેને ઉદ્દેશી પુરાણ-માર્તંડ ગપ્પીદાસે ‘મુંડનપુરાણ’માં એક નાપિતનુ દ્રષ્ટાંત આપ્યું છે. તે નાપિત પોતાના વૃત્તને અનુસરી, શસ્ત્ર સજી પોતાના અભિમત્ત ભોલા ભરવાડના માથાનુ ટોલાથી રક્ષણ કરવા જતો હતો. ભોલાના શિરકેશના ઝુંડમાં ગુપ્ત રહી રક્ત ચુસવા તત્પર થઇ રહેલા ટોલાએ નાપિતને કહ્યું કે—‘માથાનું રક્ષણ કરવા જતા તારા દેહને સંશયમાં નાખવો, તે નાના પદાર્થને રક્ષવા મોટા પદાર્થને ભયમાં નાખવા જેવું તું કરે છે. તેથી મને તું મૂર્ખ

ભાસે છે.' આનો ઉત્તર નાપિતે એવો દીધો કે—'હે ટાલા! હું તેથી ઉલટું માનું છું કે, 'સ્થૂળ દેહ કરતાં બીજો ઉત્તમ દેહ પણ છે; માટે જો તને મારી દયા આવતી હોય તો મારા સ્થૂળ શરીરની નહીં, પણ યશઃશરીરની દયા રાખ.'

કીર્તિવાન પુરુષોને આવા કીર્તિદેહના ઉપરાંત કળાદેહ હોય છે, જે તેમના બાકીના સર્વ દેહોના અવસાન પછી પણ ચિરંજીવ રહી શકે છે. જ્યારે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહોના ઇતિહાસ કળા દેહનાં કારણભૂત હોવાથી તે ઇતિહાસ કળા દેહના મર્મ ભાગો ઉપર તેવા પ્રકાશ નાખી શકે છે, ત્યારે કીર્તિ દેહના ઇતિહાસ કળા દેહના કાર્યરૂપ હોઈને એ દેહોના દેહીના દેશકાળના મર્મ ભાગો ઉપર પ્રકાશ નાખી શકે છે. અમુક મહાપુરુષોનો કળા દેહ ભવ્ય હોવા છતા તે દેહીના દેશકાળે તેનો કીર્તિ દેહ કેવે રૂપે બાંધ્યો, એ જાણી દેશકાળનુ મૂલ્ય કરવાનું સાધન પ્રાપ્ત થાય છે. મહાપુરુષ ભગારામના કળા દેહનું નિરીક્ષણ કરવા જનારને માટે આટલે અંશે એના અન્ય દેહોનો ઇતિહાસ જોવાનુ પ્રાપ્ત થાય છે. પરંતુ એના સ્થૂળ દેહનો ઇતિહાસ વિવાદગ્રસ્ત છે. એના સૂક્ષ્મ દેહનો ઇતિહાસ તેટલે અંશે દુર્લભ છે.

આથી આજના વિષયમાં મહાપુરુષના કાર્યથી બંધાયેલા તેના કળા દેહનું અને તેની સાથે એ કાર્યમાં જણાઇ આવતી એના સૂક્ષ્મ અને કારણ દેહોની છાંયનું અને એ કાર્યથી બંધાયેલા તેના કીર્તિ દેહનુ નિરીક્ષણ કરવામાં પ્રસ્તુત વિષયની મર્યાદા રાખીશું. આ સમર્યાદ નિરીક્ષણને અંગે આપણા મહાપુરુષને શિર આરોપાયેલા કલંકનુ અને એના બાકીના તેજસ્વી ભાગનું નિરીક્ષણ શુદ્ધ કરવાનુ સાધન પણ આપણે શોધવું પડશે. જેમ ખગોળ-વેત્તાઓ ચંદ્રબિમ્બને દૂરદર્શક વગેરે યંત્રોથી જાણી, તેના તેજનું પરપ્રકાશરૂપ જાણે છે, અને તેના કલંકને સ્થાને અનેક જ્વાલા-

મુખાદિક પર્વતોની સ્થિતિને જોઈ લ્યે છે, તેમ આપણા મહાપુરુષના તેજ અને કલંકના શુદ્ધ સ્વરૂપ જાણવાને આપણે પણ કોઇ માર્ગ અને સાધન શોધી કાઢવા પડશે.

આ પ્રવૃતિમાં પડવાને માટે આપણા મહાપુરુષના સ્થૂળ દેહની વાતો કેવળ દૂર રાખીને જ શોધન કરવાની આવશ્યકતા ઉપર પ્રમાણે છે, એટલે એ વાતો દૂર રાખવામાં કાંઈ પ્રતિકૂળતા નથી, એટલું જ નહીં; પણ કોઇ પણ કળાવાન પુરુષની કળાની તુલના ન્યાયપૂર્વક કરવી હોય તો આડી અવળી શંકાઓને વર્જ્ય ગણી, જે જે કળામાં જે જે વસ્તુનો સમાસ હોય તે ઉપર જ દ્રષ્ટિ રાખી જોઇ લેવું. વિષમાથી પણ અમૃત શોધી લેવામાં સુજ્ઞતા છે. સત્ય છે કે, જયા કળામા વિષ અને અમૃતનુ મિશ્રણ હોય ત્યાં તો ક્ષીર અને નીરનો વિવેક કરનાર, ચતુર હંસો સિવાય અન્યે પડવું ભય ભરેલું છે. તેમ જ જ્યાં કળા—દેહ અને સ્થૂળ—દેહ નીરનિરાળા નથી, જ્યાં કળા—દેહ જાતે દુષિત હોય ત્યાંતો સામાન્ય મનુષ્યો તેવા ચરિત્રમાં નિર્ભય પ્રવેશ કરી શકે નહી. ભગારામ જેવા મહાપુરૂષના જીવનની ખરી અગર કહેવાની વક્રગતિ ઉપર વક્રદૃષ્ટિ રાખવી ઉચિત્ત નથી.

ભગારામના સ્થૂળ જીવનની વાતનુ વમન કરવાની ઉત્કૃષ્ટ પ્રકૃત્તિના કારણે, અધોગતિ થઈ હતી, એ સત્ય હોય તો પણ ઉત્કૃષ્ટ જીવનથી સંપન્ન જીવ આવા અધોગત જીવના ઉત્કૃષ્ટ કળાનો હૃદયપૂર્વક સત્કાર કરે એજ ઉચિત્ત છે. ભગારામનું સ્થૂળ જીવન દૂષિત હતું કે નહીં, એ વિષયે ઉક્ત કારણોને લીધે કેવળ તટસ્થના અને ઉદાસીનતા રાખી, એના ભવ્ય અને મનોહર કળાદેહને હવે દ્રષ્ટિગોચર કરીશું, અને એ દેહની ચિકિત્સામા તેના જે ગુણ કે દોષ પ્રત્યક્ષ થાય, તે સર્વનું નિરીક્ષણ સંક્ષેપમા પણ તીવ્ર ન્યાયથી

કરવાનો સંકલ્પ રાખીશું. કારણ એવી તીવ્રતા સહી લેવાની શકિત પણ આવા સમર્થ મહાપુરૂષોના શસ્ત્રમાં હોય છે.

ભગારામ પોતે કંઇ કંઇ સ્થાને 'ભગવાન્' કહે છે, અને તેમના ગ્રાહક મંડળમાંના કોઈ કોઇ હયાત હજીપણ 'ભગલો' કહે છે. એમની કળા આપણા આ યુગ પહેલાંની રીતિને અનુસરી છેદાત્મક છે. એમના ગ્રાહકો બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્ર મળી ચારે વર્ણ, ચોરાશી વર્ણાંગ અને ચોરાશી હજાર વિવર્ણાંગમાં જોવામાં આવે છે. આ મહાપુરૂષને ખોળે ગામના ઠાકોરથી માંડીને કાના કોળી સુધી બધાયે શિર નમાવ્યા છે. આ મહાપુરૂષનું શસ્ત્ર જેટલુ તેજ હતું, તેટલી તેમની જીહ્વા પણ તીવ્ર હતી. આ મહાપુરુષની જીવ્હા જેટલી તેજ હતી, તેટલુ તેમનુ ઉદર પણ ક્ષુલ્લક હતું. તેમનું પેટ જેટલું મોટું હતુ, તેટલી તેમની વમન શક્તિ પણ બળવાન હતી.

આ સર્વ અવયવાદિકથી રચાયેલો ભગારામનો કળાદેહ તેના કીર્તિ દેહરૂપી મંદિરમાં હજી પ્રકાશે છે. ભગારામની શસ્ત્રક્રિયાની નિપુણતા તેના ગ્રાહકોની દાઢીમાથી રકત ટપકી ટપકી પાથરણામાં એ રક્તના છાંટણાં સંગ્રહિત થયેલ છે, તેથી સિદ્ધ થાય છે. ગ્રાહકોના મુખની છરકારૂપે ચિરજીવ અવસ્થા એજ કળાવાનનો કળાદેહ છે, અને એ અવસ્થાના સંકોચ વિકાસ પ્રમાણે એ કળાદેહના સંકોચ વિકાસ થાય છે.

મહા ગુજરાતમાં અંગ્રેજી પદ્ધતિનાં 'કેશવપન મંદિર' [હેર કટિંગ સલુન] આરંભાયા તે કાળનો આરંભ—એ આપણા પાશ્ચાત્ય યુગનો આરંભ કહીશું, અને એ યુગના ઉદયના પ્રમાણમાં તે પહેલાંનો યુગ જેને આપણે પ્રાચીન યુગની છેલ્લી અવસ્થાના નામથી ઓળખીશું, તે યુગ ધીમેધીમે અસ્ત થતો જાય છે. મહાપુરૂષ ભગારામ આ છેલ્લા પ્રાચીનયુગનો તેજસ્વી ચંદ્ર હતો, અને પ્રાત:કાળ પછી પણ ચંદ્ર દેખાયા કરે છે. એ ચંદ્ર ઝાંખેરૂપે આપણા આ

પાશ્ચાત્યયુગમાં પણ હજુ દેખાય છે, અને કેવળ અસ્ત થયો નથી. પરંતુ કળાચંદ્ર પોતાના કાળમાં રમણીય લાગતો હતો, અને તે કાળના લોકોને તેની 'મુંડનિકા' જેવી છેદનીમય લાગતી, તે સર્વ હવે મોટે ભાગે બંધ થયું છે. અર્થાત્ એ કળાવાનનો કીર્તિ દેહ તેના પોતાના કાળમાં હતો, તે હવે પલટાઈ ગયો છે.

કવિ દલપતરામે 'સોનાનો સજાયો અને રૂપા કેરી નરેણી'ના અલંકારથી જેવી પ્રશંશા તેમની કરી હતી, તેવી આજ થતી નથી; અને તે મહાપુરુષનો કીર્તિ દેહ ધીમે ધીમે આજ સંકુચિત થઈ ગયો છે. તેમના ગ્રાહકોની સખ્યા જે હોય તે ખરી, પણ તેમની શુદ્ધ કળાના ભોગી તો વિરલ જ હોય છે. એક કાળે તેમની કૃતિ ઘેર ઘેર રક્તરસથી ટપકતી, અને તેમની કળા ગ્રાહકોના હૃદયમાં તે પ્રાંતઃસ્મરણીય પુરુષના હૃદયનુ આવ્હાન કરતી હતી. તે તેજસ્વી પુરુષના આવા વિક્રીડિત કીર્તિદેહને સ્થાને હવે તેમના સંપ્રદાયમાં માત્ર સંકુચિત્ત કીર્તિ દેહ, અને તે પણ અપકીર્તિના કલંકવાળો થઇ હાલમાં અસ્તિત્વ ભોગવે છે.

કેટલાક ચિત્રાદર્શ એવા યોજવામાં આવે છે કે, તે ઉપર એક પાસથી નજર કરીએ તો, સિંહનુ ચિત્ર દેખાય, બીજી પાસથી દ્રષ્ટિ કરીએ તો અશ્વનુ ચિત્ર દેખાય, ત્રીજી પાસથી જોઇએ તો રાસભનું ચિત્ર દેખાય. એક આદર્શમાં અનેક ભિત્તિકા ઉપર અનેક ચિત્રોની કલ્પના કરવાની આવી યોજના જેવી યોજના, મહાપુરુષ ભગારામની બુદ્ધિમાં હતી. એની કળા એક પાસથી જોતાં, પાશ્ચાત્ય વૈદક શસ્ત્રકલા [Surgery] ને શરમાવે છે. બીજી પાસથી જોતાં વક્તૃત્વકલાની ઝાંખી કરાવે છે. ત્રીજી પાસથી જોતાં નાવી પ્રકૃત્તિના બ્રહ્મરૂપ 'અદકપાસળી'નુ ગૌરવ દર્શાવે છે, ચોથી પાસથી જોતાં દેવરહસ્યમાં અવગાહન કરાવે છે; અને પાંચમી પાસથી તેના સર્વ ગ્રાહકોના ચ્હેરામ્હોરા ઉપર ચિત્રવિચિત્ર છરકા

છોડાવાળી આકૃત્તિઓ જોતાં, આધુનિક રણસંગ્રામમાં 'બમ્બ' [Bomb] માંથી ફાટી મુખને ઘાયલ કરતા છરાનુ સ્મરણ કરાવે છે.

મહાપુરુષ ભગારામના કળા દેહની સમૃદ્ધિના અંશોનાં આવાં વિશેષણો હવે પછીના સવિસ્તાર દર્શનના ઉપક્રમમાં પરસ્પર સબંધ જણાવવાના સ્થાને આપણે માત્ર ગણી ગયા જેવું કરી, અત્યારે તો આટલેથીજ વિરામશું.

નોટઃ—સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામભાઇએ કવિવર દયારામનો 'અક્ષરદેહ' આલેખ્યો. ગોવર્દ્ધનરામભાઇના એ અક્ષર દેહથી પ્રેરાઈ તેમના જ અક્ષરોથી 'ભગારામનો કળા-દેહ' આલેખ્યો, એ પ્રથમથી કાંઈ કલ્પી શકાય તો આશય અને ઉદ્દેશ સમજાતા જાય, એવા હેતુથી આ ભાગ આ પ્રસ્તાવિક સ્થાને મૂક્યો છે.

## વ્યવહાર વાણી

આપણા કેટલાક તાજા ભણેલા અને અપરિપક્વ યુવાનો પ્રત્યે ઘણીવાર સમાજ તરફથી પ્રહાર પડે છે કે—'તે વ્યવહારમાં કાચો છે'—'વ્યવહારમાં કુશળ નથી.' એ વ્યવહાર તે વળી શું?

હરેક દેશના જેમ ધાર્મિક, રાજદ્વારિક, આર્થિક વગેરે વગેરે કાયદા કાનૂન હોય છે, તેમ પ્રત્યેક સમાજના સામાજિક નિયમો હોય છે. એ સામાજિક નિયમો કેટલાક લેખિત હોય, અને કેટલાક રુઢિથી કેવળ મોઢાના ચાલ્યા આવતા હોય તેજ પ્રમાણે હરેક 'જ્ઞાતિ'ના પણ એવા નિયમો હોય છે. તેમ તેવા હરેક પ્રસંગે અમુક રીતે બોલવા ચાલવાનાં પણ નિયમો હોય છે.

એ નિયમોનો મૂળ પાયો મુખ્ય બે સૂત્રો ઉપર જ છે. [૧] સત્યને દાબવું [Suppressio Veri] અગર [૨] અસત્યનું સૂચન કરવું [Suggestio Falsi] આવા સૂત્રોથી બંધાયેલા નિયમો—યાને—અસત્યવાચક વ્યવહારિક કલા [Art of Conventional Lie] એવી ગૂઢ અને અટપટી છે કે પરમાત્મા સિવાય અન્ય ભાગ્યે જ ઉકેલી શકે. માટે જ કહેવત છે કે—'નંદ કે ફંદ ગોવિંદ જાને.' ત્યારે બિચારા બીન અનુભવી યુવકો આ કલાથી વખતે અજ્ઞાત હોય એમાં નવાઇ શું? તે વ્યકિતના લાભાર્થે એ 'અસત્યવાચક વ્યવહાર કલા' સમજાવવાનો થોડેક અંશે અમે પ્રયાસ કરીએ છીએ.

આ વ્યવહારના બે પ્રસંગ હોય છે.

[૧] શુભ.

[૨] અશુભ.

**[૧] શુભ પ્રસંગના વ્યવહાર**

સગપણના બોલ બોલતી વખતે મા'જનના શેઠીઆઓ ભેગા મળ્યા હોય, અને કુટુંબનો ગોર કે મા'જનનો શેઠ–' ફલાણા-ભાઇનો દીકરો અને પુંછડાભાઇની દીકરી– છે, મા'જનની રજા ?' એમ બોલે, ત્યારે જો તમે પણ ત્યાં હાજર હો, અને તમે ચોક્કસ જાણતા હો કે કન્યા બાડી બોબડી છે, અગર વર અભણ કે રોગિષ્ટ છે, અગર કેવળ કજોડાંનો સબંધ થાય છે, કે સગપણ વિક્રયી છે, તો પણ તમારે સત્યવકતા થઇ તે વખતે એમ ન બોલાય કે—' આવાં સગપણ ન થવા જોઇએ.' પણ ગોળનો ગાંગડો ગલોફામાં મૂકતા મૂકતાં તમારે તો તે પ્રસંગે એમ જ કહેવું જોઇએ કે–' એમાં શું ? બેય ખાનદાન કુળ. એ તો દુધમાં સાકર જ ભળે ને ?'

લગ્નની કુમકુમ–પત્રિકા તમારા ઉપર આવે, અને તે કંકોત્રીમાં છાપ્યું હોય કે–' તમો આવ્યે મંડપની શોભામાં વૃદ્ધિ થશે,' અગર ' મિત્રમંડળ સહિત પધારી આભારી કરશોજી,' અગર ' આપ કયે વખતે અને કઇ ટ્રેનમા પધારશો, તેના ખબર અગા-ઉથી દેશો; તો સ્ટેશને વાહન હાજર રાખવામાં આવશે.' એટલા ઉપરથી તમે સાચું માની દોડી જશો તો તમે ' વ્યવવહાર કુશળ' નહીં ગણાઓ. તમે જો ફકત દૂરના સગાંહો તો એ કંકોત્રિનો અર્થ તમારે એટલો જ સમજવાનો છે કે, તે પ્રસંગે તે દિશાએ જવું મોકુફ રાખવું; અને જો ખાતે વ્યવહાર હોય તો વધાવું મોકલવાની તે યાદી—યાને—ઉઘરાણી છે.

જો તમે નજીકના સગા અને ખસુસે ભાયાત હો, તો કંકોત્રિની સાથે કાગળ પણ બીડયો હશે. તેટલેથી પણ જવાની ઉતાવળ ન કરવી. તમને જો ખરેખર તેડાવવાના હશે, તો ખાસ માણસ આમંત્રણ કરવા આવશે, અને તે આગ્રહ ઉપર આગ્રહ કરે તોજ તમારે જવું; અને તેજ ખરી વ્યવહાર કુશળતા ગણાય.

લગ્ન પ્રસંગે વધાવું દેવા તમને મોકલ્યા હોય, અને તમે આંગળીમા રૂપાનાણું રાખી આપવા માડો, ત્યારે સામા પક્ષ તરફથી એમ કહેવાય કે–'તમારે ઘેરથી કોઈ જમવા નથી આવ્યુ, તો વધાવું નહી લઇએ,' અગર 'દીકરીના ઘરનુ વધાવુ ન હોય '– એ વાકયોથી સંતોષ પકડી રૂપાનાણું તમારા ખીસ્સામાં પાછું મૂકીને ગૂપચૂપ ચાલ્યા જશો તો 'વ્યવહાર'મા તમે ચોક્કસ કાચા ગણાશો. પણ સામા ધણી જેમ જેમ ના પાડે, અને તમને સોળ આના ખાત્રી હોય કે તમારૂં વધાવું નહીં સ્વીકારે, તેમ તેમ તમારે વિશેષ આગ્રહ અને દેખાડો કર્યે જવો, અને ચાદલ્લાની રકમ તમારા ગજવામા સંભાળીને પાછી મૂકતા મૂકતાં પણ બોલ્યે જવું કે—'શેઠ ! અમે શું દેખાડો કરવા આવ્યા છીએ ? અમારૂં વધાવું લ્યો તો ઠીક.' આવા આવા વિવેકભર્યા વાકયો વાપરશો તોજ 'વ્યવહાર'માં તમારી નિપુણતા ગણાશે.

જાનને શીખ દેતી વખતે તમે 'વરરાજા' તરીકે મંડપ નીચે બિરાજ્યા હો અને તમારા સાસરા તરફથી શીખનો થાળ આવે, અને મા'જનનો શેઠ પાઘડીના છેડા સાથે શ્રીફળ તમારા હાથમાં મૂકવાનુ કરે તો, તમારે તેજ વખતે હાથમાં એ શ્રીફળ ન સ્વીકારવુ; પણ મૌનવૃત્ત ધારણ કરી મુખ ઉપર સંપૂર્ણ ગાભીર્ય દર્શાવવું. તમારા સાસરા તરફથી એમ બોલાય કે–'અમે તો લીલું નાળીએર આપ્યું છે. એ લેવામાં છે, અને અમે દેવામાં છીએ.' તે ઉપરથી તમારે એ દીનતાવાળા વાકયોથી બિલ્કુલ ભોળવાવું

નહીં. તમારા સાસરાએ એ થાળમાં મૂકવાનું જે અધુરૂં રાખ્યું હોય, તે આપોઆપ આવી જશે. એટલે મા'જનનો શેઠ તમને કહેશે કે—'લ્યો વરરાજા! હવે પાઘડી બાંધો.' જ્યારે તમારો અણવર એ પાઘડીનો છેડો તમારે માથે વીંટવા માંડે, ત્યારે જ તમારે શ્રીફળ હાથમાં લેવું.

મા'જનના શેઠીઆઓના સમાગમમા આવવાના જે જે પ્રસંગો છે, તે તે પ્રસંગોની કલા અને અભિનય તો ખાસ શીખી લેવા જોઇએ. કારણ કે એ વ્યકિત ખરેખરી કલાબાજ છે. જો તમે વરના બાપ હશો, તો જાનને શીખ દેતી વખતે; મા'જનના શેઠીઆ તમારી સન્મુખ બિરાજ્યા હશે. મુક્કર થયેલી જાન, માંડવા, અને નાતની લેતરી દેવાયા લેવાયા બાદ, મા'જનનો શેઠ બોલી ઉઠશે કે—'લ્યો શેઠ! હવે લાવો પાંજરાપોળનો દાદ.'

એટલેથી તમારે કાંઈ પટ્ટ દઇને રકમ દઇ દેવાની નથી, પણ બે મિનિટ તમારે એ શેઠીઆ તરફ તાકીને જોવું. એટલે શેઠીઆઓ તમને નખશીખ જોઇ લેશે. પછી મા'જનના શેઠ ચોક્કસ જાણતા હશે કે, તમે રૂપિયા પચાસથી એક પાઇ પણ વધારે આપવાના નથી, તોપણ કહેશે કે—'શેઠ! વિચાર કરોમાં. મોટા ઘરની જાન છે. કોથળી છોડી નાખો, પાંચસેંહ રૂપિયા લેવા છે.'

ત્યારે તમે જે રકમ છેવટની આપવા ધારી હોય, તેના એક દશાંશ કે એક પચમાંશ ભાગથી પગથીઉં માંડવુ. એટલે કે જો પચાસ રૂપિયા દેવા નક્કિ કર્યા હોય, તો પ્રથમ પાંચ કે દશ રૂપિયાનો દેખાડો કરવો. મા'જનના શેઠિયા તે વખતે અમુક પ્રકારના હાસ્યનું અભિનય કરશે. તેથી તમારે એમ નથી માનવાનુ કે, શેઠીઆઓને તે રકમથી સંતોષ થયો છે. એ હાસ્ય કાંઇ ખુશાલીનું ચિન્હ નથી. તે વખતે તમારે શાંતરસ જમાવવો.

જરા આશ્ચર્યતા બતાવી મા'જનના શેઠ બોલશે કે— 'શેઠ! આ શું! ત્યારે તમારે દશમાં બીજા દશ ઉમેરી વીશ રૂપિયા મૂકવા. મા'જનના શેઠ કહેશે કે—'લ્યો શેઠ! હવે ટપટપ કરોમાં. રાત જાય છે.' ત્યારે તમારે બીજા દશ ઉમેરી ત્રીશની રકમ તેમની પાસે મૂકીને કહેવું કે—'હવે માફ કરો.' ત્યારે શેઠીઆઓ બોલશે કે—'શેઠ! તમે વિચાર કરો. તમારી આ રકમ શોભશે?' એમ બોલી, પાંજરાપોળના ઢોરનો મહા મૂશ્કેલીએ નિભાવ થાય છે-એ વગેરે મોઘમ રીપોર્ટ રજુ કરશે.

તમારે તે વખતે કહેવું કે-'પાંજરાપોળમાં જેટલું દઈએ તેટલું ઓછું છે.' તમારે સામી તમારા ગામની પાંજરાપોળની આર્થિક સ્થિતિ રજુ કરવી. મા'જનના શેઠ પાછા કહેશે કે – 'આ રકમ તમારી ઓછી ગણાય. કાંઈક વધો તો ઠીક.' ત્યારે તમારે ચાલીસ રૂપિયાની રકમ ધરવી, અને કહેવું કે – 'હવે શેઠ! માફ કરો.' અને પછી હાથ જોડવા. મા'જનના શેઠ જ્યારે એ રકમ લેવા તત્પર થાય, ત્યારેજ ચાલીશમાં દશ રૂપિયા ઉમેરીને પછી કહેવું કે – 'કેમ શેઠ! હવે રાજીને!' તે રકમ સ્વીકારતા શેઠીઆઓ તમારી વાહવાહ કરશે, અને સમાજની નજરમાં તમે ખરા 'વ્યવહાર કુશળ' લેખાશો.

**[૨] અશુભ અસંગના વ્યવહાર**

તમે આડોશી પાડોશી તરીકે આભડવા ગયા હો ત્યારે, જેમ અંતરની લાગણી તમારી ઓછી, તેમ મુખથી ધાટો જોસથી લલકારશો તો ખરા 'વ્યવહારીઆ' ગણાશો.

તમને આભડવા જવાનું ખાસ કહેવડાવ્યું હોય, અને કેવળ જાણી જોઈને આભડવા જવાના અખાડા કર્યા હોય; તો 'બેસણા'માં જતી વખતે તમારે ખાસ દેખાવ કરવો કે—'અરરરર! ઘડીકમાં આ શું થઈ ગયું? મને તો ખબર પણ નહીં. આભડવા આવવું જોઈએ કે નહી?'

'માણસ કહેવા મોકલ્યું હતું' – એવું જો તમને કહેવામાં આવે, તો સામું વળગવું કે – 'નારે! કોઇજ આવ્યું નહોતું. નહિંતર અમે આભડવા આવ્યા વગર રહીએ!' તેમ છતાં વખતે તમો પકડાઇ જવાનો સંભવ હોય તો 'ખબર નહોતી,' તેને બદલે– 'કેડ કે વાસો વાયે રહી ગયેલ છે' – 'સાત દીવસ થયાં હાલીચાલી પણ શકાતું નથી' – એવું એવું જે ઠીક પડે તે દર્દ, રોગ કે ઓફીસનું બહાનું આગળ ધરવું.

જો તમે બહાર ગામથી લૌકિકે આવ્યો હો, અને તમને કહેવામાં આવે કે–'શેઠ! ઉઠો રોટલો ખાવા! ત્યારે તમારા પેટમાં દશ તસુનો ઉંડો ખાડો પડયો હોય, તેમજ તમે વગર જમ્યે આવ્યા હો; તો પણ તમારે જમવા ઉઠવું નહીં. પણ તમારે તો તે વખતે એમજ કહેવું જોઈએ કે–'અમે જમીને આવ્યા છીએ' પાછો આગ્રહ થાય કે–'ગાડીનો વખત જમવા જેટલો કયાંથી હોય!' અગર–'ગાડી તો મોડી પહોચશે, માટે જમ્યા વગર નહીં જવાય.' તો પણ તમારે એમજ હઠ પકડવી કે–'ના શેઠ! અમે ચોકકસ જમીને આવ્યા છીએ. વાળુ વખતે પાછા પહોંચી જઈશું.'

વખતે તમારે રાત રહેવાનું હોય, અને ભાણે બેસવાનો પ્રસંગ આવે; તો જેવું મરણ તેવી કલા વાપરવી જોઈએ. જો સીતેર કે એંશી વર્ષના બુઢ્ઢાના કારજ ઉપર તમે ગયા હો, તો તમારે ભાણે પ્રથમ લાડવા પીરસવામા આવશે. તે વખતે તમારે મુંગે મોઢે ખાવા ન માડવું પણ તમારે એમજ કહેવું કે–'આ [ લાડવા ] લઈ લ્યો. રોટલો લાવો.'

સામા પક્ષ તરફથી તમને લાડવા ખાવાનોજ આગ્રહ થયા કરશે. તો પણ તમારે તો ડોળ કરવો કે–'તમારા સોગંદ! ગળ્યું તો બિલકુલ નહીં લઉં. આ ગળ્યું ખાવાનો વખત છે?' એવો દેખાવ તમારો ચાલુ રહેશે તોજ પંદર શેરીઆ કે અધમણીઆ

ગોફણીઆ [ ખાંડના લાડવા ] માંથી તમે મુકત થશો, અને તેને બદલે ઘીમાં ઝબોળેલી રોટલી તમારી સન્મુખ રજુ થશે.

કોઈ એંશી વરસની ડોશીમાંના મરણનું આશ્વાસન દેવા તમે ગયા હો, ત્યારે એવી શિખામણ ન દેવી કે –'ભાઈ ! ઘર વેંચીને કારજ કરીશમાં.' પણ વ્યવહારની રીતે તો તમારે એમજ સલાહ આપવી કે–'એલા ! ડોશીને પીપડે ચડાવીશમાં ! તારા જેવો દીકરો ડોશીનું નહીં સુધારે તો બીજું કોણ ઉજાળશે?' વિગેરે.

જો તમારે કારજમાંથી ઉગરવું હોય તો–'મરણ પાછળ કારજની વિરૂદ્ધ છું' – એવો સ્પષ્ટ મત નહીં દેતાં ફકત કાયદાની બારીકીનોજ લાભ લેવો. જો સાઠ વર્ષની વયની અંદરના મરણનું કારજ કરવાનો નાતથી પ્રતિબંધ હોય, અને ડોશી એંશી વરસના હોય, તોપણ તમારે તો એમજ કહેવું કે – 'શું કરીએ શેઠ! કારજની તો ઘણી ઇચ્છા છે, પણ તમારા બધ નડે છે. ડોશીમાને સાઠમા એક વરસ ઓછા હતા; એટલે અમારા જેવા ગરીબ માણસથી નાતનો ધારો પણ કેમ તોડાય !'

તમે જો કારજ ઉપર ગામ ખરચ કરવા ધાર્યું હોય, તોપણ તે વાત પહેલેથી ફુંકી દેવી નહીં. માં'જન તમારે ત્યાં બેસવા આવે, અને ગામખરચ થવાનુ છે, એમ ચોક્કસ જાણતા હોય, તો પણ તમને તે ફુલાવશે; અને કહેશે કે–'તમારે ઘેરથી તો દેશ તેડું શોભે, માટે ગામ ખરચ કરી નાખો.'

તમારે તે વખતે હાથ જોડીને ઉભા રહેવું, અને કહેવું કે મા'જનથી અમે કયા બાહુ છીએ! માં'જન ફરમાવતા હોય તો તેમ.' તમે ચોકકસ માનતા હો કે જો મા'જનના માણસોએ હાથ ઘાલ્યો તો માલ લૂટાઈ જશે, તો પણ તમારે તો વિવેક વાપરવો કે–'આપની મદદથી આ થાય છે, અને આપનેજ ઉકેલવું છે.' મા'જનના શેઠઆઓ પછી મિઠાઈ જોવા આવશે, અને તમને 'વાહ વાહ' કરી સાતમે આસમાને ચઢાવશે.

'માણસ કહેવા મોકલ્યું હતું'–એવું જો તમને કહેવામાં આવે, તો સામું વળગવું કે–'નારે! કોઇજ આવ્યું નહોતું. નહિંતર અમે આભડવા આવ્યા વગર રહીએ!' તેમ છતાં વખતે તમો પકડાઇ જવાનો સંભવ હોય તો 'ખબર નહોતી,' તેને બદલે–'કેડ કે વાસો વાયે રહી ગયેલ છે'–'સાત દીવસ થયાં હાલીચાલી પણ શકાતું નથી'–એવું એવું જે ઠીક પડે તે દર્દ, રોગ કે ઓફીસનું બહાનું આગળ ધરવું.

જો તમે બહાર ગામથી લૌકિકે આવ્યો હો, અને તમને કહેવામાં આવે કે–'શેઠ! ઉઠો રોટલો ખાવા! ત્યારે તમારા પેટમાં દશ તસુનો ઉંડો ખાડો પડયો હોય, તેમજ તમે વગર જમ્યે આવ્યા હો; તો પણ તમારે જમવા ઉઠવું નહીં. પણ તમારે તો તે વખતે એમજ કહેવું જોઈએ કે–'અમે જમીને આવ્યા છીએ' પાછો આગ્રહ થાય કે–'ગાડીનો વખત જમવા જેટલો કયાંથી હોય!' અગર–'ગાડી તો મોડી પહોંચશે, માટે જમ્યા વગર નહીં જવાય.' તો પણ તમારે એમજ હઠ પકડવી કે–'ના શેઠ! અમે ચોકકસ જમીને આવ્યા છીએ. વાળુ વખતે પાછા પહોંચી જઈશું.'

વખતે તમારે રાત રહેવાનું હોય, અને ભાણે બેસવાનો પ્રસંગ આવે; તો જેવુ મરણ તેવી કલા વાપરવી જોઈએ. જો સીત્તેર કે એંશી વર્ષના બુઢ્ઢાના કારજ ઉપર તમે ગયા હો, તો તમારે ભાણે પ્રથમ લાડવા પીરસવામા આવશે. તે વખતે તમારે મુંગે મોઢે ખાવા ન માડવું પણ તમારે એમજ કહેવું કે–'આ [ લાડવા ] લઈ લ્યો. રોટલો લાવો.'

સામા પક્ષ તરફથી તમને લાડવા ખાવાનોજ આગ્રહ થયા કરશે. તો પણ તમારે તો ડોળ કરવો કે–'તમારા સોગંદ! ગળ્યું તો બિલ્કુલ નહીં લઉં. આ ગળ્યું ખાવાનો વખત છે?' એવો દેખાવ તમારો ચાલુ રહેશે તોજ પંદર શેરીઆ કે અધમણીઆ

ગોફણીઆ [ ખાંડના લાડવા ] માંથી તમે મુક્ત થશો, અને તેને બદલે ઘીમાં ઝબોળેલી રોટલી તમારી સન્મુખ રજુ થશે.

કોઈ એંશી વરસની ડોશીમાંના મરણનું આશ્વાસન દેવા તમે ગયા હો, ત્યારે એવી શિખામણ ન દેવી કે –'ભાઈ ! ઘર વેંચીને કારજ કરીશમાં.' પણ વ્યવહારની રીતે તો તમારે એમજ સલાહ આપવી કે–'એલા ! ડોશીને પીપડે ચડાવીશમાં ! તારા જેવો દીકરો ડોશીનું નહીં સુધારે તો બીજું કોણ ઉજાળશે ?' વિગેરે.

જો તમારે કારજમાંથી ઉગરવું હોય તો–'મરણ પાછળ કારજની વિરૂદ્ધ છું' – એવો સ્પષ્ટ મત નહીં દેતાં ફક્ત કાયદાની બારીકીનોજ લાભ લેવો. જો સાઠ વર્ષની વયની અંદરના મરણનું કારજ કરવાનો નાતથી પ્રતિબંધ હોય, અને ડોશી એંશી વરસના હોય, તોપણ તમારે તો એમજ કહેવું કે – 'શું કરીએ શેઠ ! કારજની તો ઘણી ઇચ્છા છે, પણ તમારા બંધ નડે છે. ડોશીમાને સાઠમાં એક વરસ ઓછા હતા; એટલે અમારા જેવા ગરીબ માણસથી નાતનો ધારો પણ કેમ તોડાય !'

તમે જો કારજ ઉપર ગામ ખરચ કરવા ધાર્યું હોય, તોપણ તે વાત પહેલેથી ફુંકી દેવી નહીં. માં'જન તમારે ત્યાં બેસવા આવે, અને ગામખરચ થવાનુ છે, એમ ચોક્કસ જાણતા હોય, તો પણ તમને તે ફુલાવશે; અને કહેશે કે–'તમારે ઘેરથી તો દેશ તેડું શોભે, માટે ગામ ખરચ કરી નાખો.'

તમારે તે વખતે હાથ જોડીને ઉભા રહેવું, અને કહેવું કે માં'જનથી અમે કયા બાહુ છીએ ! માં'જન ફરમાવતા હોય તો તેમ.' તમે ચોકકસ માનતા હો કે જો માં'જનના માણસોએ હાથ ઘાલ્યો તો માલ લૂટાઈ જશે, તો પણ તમારે તો વિવેક વાપરવો કે–'આપની મદદથી આ થાય છે, અને આપનેજ ઉકેલવું છે.' માં'જનના શેઠઆઓ પછી મિઠાઈ જોવા આવશે, અને તમને 'વાહ વાહ' કરી સાતમે આસમાને ચઢાવશે.

# મુનશીનું વશિયતનામું

મુગલ બાદશાહના સમયમાં કાનપુરનો જ્વાલાપ્રસાદ નામનો મુનશી માંદો પડયો. તેણે પોતાના એક પુરા પુત્ર રૌશનને નજીક બોલાવીને કહ્યું કે—'બેટા રૌશન! હું હવે અંતકાળ છું. મારી છેલ્લી ઇચ્છા છે, તે તું પાર પાડીશ?'

'બેલાશક! મારી ફરજ છે.' રૌશને જવાબ દીધો.

'ત્યારે! આ એકસો સોના મહોર છે, તે જે કોઈ અધમમાં અધમ પુરુષ હોય તેને આપજે; અને આ બીજી એકસો સોના મહોરની કોથળી છે, તે નાદાનમાં નાદાન મનુષ્યને સ્વાધીન કરજે. જો! આ મારૂં છેલ્લું વશિયતનામું છે.'

થોડા દિવસ વિત્યાબાદ, જ્વાલાપ્રસાદ મુનશીએ દેહ ત્યાગ કર્યો, અને તેનો પુત્ર અધમ પુરુષની શોધમાં નીકળી પડયો. સોના મહોર પડાવી લેવાની લાલચે અનેક શખ્સોએ અધમતાનો દાવો કર્યો, પણ રૌશનને તેથી સંતોષ થયો નહીં.

રૌશન ફરતો ફરતો છેવટ આગ્રા શહેરમાં પહોંચ્યો. ત્યાંના લોકોથી ખાત્રી થઇ કે, શહેરનો 'કાજી' [ન્યાયાધીશ] ઘણો જ ધૂર્ત્ત અને નીચ છે.

રૌશન કાજી સાહેબને જઈ મળ્યો, અને પોતાના પિતાના વશિયતનામાં વિશે હકિકત જણાવી ઉમેર્યું કે—'મારા પિતાનું

વશિયતનામું અમલમાં લાવવાની મારી તીવ્ર આકાંક્ષા છે,' તો આપ આ એકસો સોના મહોર સ્વીકારો.'

'હું લુચ્ચો આદમી છું, એમ તમે શી રીતે જાણ્યું ?' કાજીએ પૂછ્યું.

'આખું નગર એ બાબતમાં એક મત છે.'

'જો ! ભાઇ ! કાંઇ પણ રૂશ્વત કે બક્ષીસ લેવી, એ હમારા કાનુનની વિરૂદ્ધ છે. હું તમારા નાણાં લઉં, તેનો સામો કાંઈ અવેજ જોઇએ કે નહીં ?'

કાજીની એ દલીલ વ્યાજબી હતી. રૌશન મનમાં મુંઝાયો. ગમે તે પ્રકારે પિતાજીની ઇચ્છા બર લાવવાની હતી, એટલે રૌશને વિનંતી કરી કે–'કાજી સાહેબ ! મને તેના બદલામાં ગમે તે ચીજ વેંચાતી આપો. મારા પિતાની ઇચ્છા પાળવી છે. બીજો કાંઈ પણ સ્વાર્થ નથી.'

'ઉભો રહે! મને વિચાર કરવા દે.' કાજી સાહેબ દાઢીએ હાથ મૂકી, આંખ મીચી, ઉંડા તર્કમાં ઉતરી ગયા. જરા વારે આંખ ઉઘાડી આસપાસ નજર કરતાં, એકા એક કંઈક વિચાર સ્કુર્યો.

'જો પેલો સામે ઉકરડો દેખાય છે, તે હું તને વેંચાણ આપું છું. કેમ! તે સાટું તારે કબુલ છે?' કાજીની ખડકી સામે એક ગંદકીનો ઉકરડો પડયો હતો, તે તરફ આંગળી બતાવી પૂછ્યુ.'

'કબુલ છે.'

રૌશનને તો હર કોઈ બહાને કાજીને નાણા આપવાનાં હતા. કાજીએ રીતસર એક લખત તૈયાર કર્યું, તે ઉપર રૌશનની સહી લીધી; અને એકસો સોના મહોર કાજીએ હાથ કરી લીધી.

રૌશન ઘેર ગયો. પોતાની કસોટી ખરી છે કે કેમ તે વિષે તે વિમાસણમાં પડયો. કાજીએ ગમે તેમ પણ મફત તો નાણું ન લીધું, તો પછી તેને હરામખોર શીરીતે કહેવો? રખે પોતે છેતરાયો હોય! આ સંકલ્પ વધુ વખત ટકયો નહીં, કારણ વળતેજ દિવસે કાજીનો પટાવાળો રૌશનને બોલાવવા આવ્યો.

'જાઓ-હમણા આવું છું.' રૌશને કહ્યું.

'નહીંજી. ચલો-અભીજ કાજી સાહેબ બુલાતે હેં.'

રૌશને આનાકાની કરી, તેમ તેમ પટાવાળાની ખેંચતાણ વધવા લાગી. આખરે રૌશન પટાવાળાની સાથે ગયો.

'કેમ કાજી સાહેબ! મારી અત્યારે શી જરૂર પડી?'

'છોકરા! પેલો તારો માલ અહીંથી જલ્દી ઉઠાવી લે! એ જોખમદારી હું વધારે વખત લેવા માગતો નથી. એક તો રસ્તો રોકે છે, વળી તારો માલ બગડે કે વેરાય તેની સંભાળ રાખવા કે પંચાત કરવા હું કયાં નવરો છું!'

'કાજી સાહેબ! એ માલ કંઈ કામનો નથી. ભલે લૂંટાય, વેંચાય કે ચગદાય. હું કાંઈ તેનો દાવો કરવા માગતો નથી.'

'એ ગડબડ કાંઇ પણ નહીં ચાલે. સમજ્યો? જાહેર રસ્તો રોકી રાખવાનો તને શો અધિકાર છે? તારો માલ અત્યારે જ ઉઠાવી લે, નહિંતર હું મારી સત્તાની રૂએ કેદમા પૂરીશ!'

'પણ કાજી સાહેબ! કોઇ ભંગીને બોલાવીને તે ખસેડાવી લ્યો તો ઠીક. તેનુ જે ખર્ચ થશે તે આપવા તૈયાર છું.'

'ચલાવ-બદમાસ!! શું અમે તારા બાપના નોકર છીએ? એ જગ્યા સાફ કરવામાં કેટલું ખર્ચ થશે તે તું જાણે છે.?'

'કાંઈ ફીકર નહીં. ગમે તે આકડો મૂકો. હું આપીશ.'

'ત્યારે–વીશ સોના મહોર જેટલું ખર્ચ થશે.'

'લ્યો! કાજી સાહેબ! તે રકમ,'

કાજીએ બીજી વીશ સોના મહોર કઢાવી, તે ગણી આપતા રૌશનને સંતોષ થયો કે–'કાજી સાહેબ પહેલા વર્ગનો અધમ પુરુષ છે, એમાં બિલ્કૂલ સંદેહ નથી.'

[૨]

પોતાના પિતાના વશિયતનામાંના બીજા ભાગનો અમલ કરવાનો હવે બાકી હતો. રૌશન 'નાદાન પુરુષ'ની તલાશ અર્થે રવાના થયો. શહેરે શહેર અને ગામો ગામ ફરતા ફરતા રૌશન આખરે દિલ્હી શહેરમાં પહોંચ્યો.

દિલ્હીમાં ચાંદની ચોકમા માણસોની ઠઠ્ઠ જામેલી હતી. મોટું સરઘસ રસ્તેથી પસાર થતુ હતું. રૌશન તે જોવા ઉભો રહ્યો. પ્રથમ ઘોડે નગારૂં, અને ઢોલ શરણાઈ, તેની પાછળ કંચનીઓ, તેની પાછળ ઘોડેસ્વારો, બાદ અમીર–ઉમરાવો, છેવટે એક સુંદર સુશોભિત અલંકારથી શણગારેલ અશ્વ ઉપર એક વૃદ્ધ પુરુષ સજ્જ થયેલ હતા. તેમણે જરીનો જામો પહેરેલો હતો. શરીર ઉપર હીરા મોતીના દાગીનાથી અવનવા પ્રકાશના રંગીન કીરણો ફેલાઈ રહ્યા હતા. છાતીએ નાના મોટા ચાદ લટકાવેલા હતા. પાછળ લોકોનુ ટોળું જમાવ થયું હતું, તેમાં રૌશન પણ ભળ્યો. તપાસ કરતાં રૌશનને જણાયું કે, સજ્જ થયેલા પુરુષ બાદશાહના નવા વઝીર નિમાયા છે, જેમને વાજતેગાજતે દસ્તુર પ્રમાણે બાદશાહ હઝુર લઈ જવામાં આવે છે.

સરઘસ રાજમહેલની નજીક પહોચ્યું, તેવા વઝીર ઘોડેથી હેઠળ ઉતર્યા; અને આરસપહાણના ગોળ પત્થર સન્મુખ જઇને

ઉભા. ત્યાં મનુષ્યનું તાજેતર કપાયેલું રકતથી ભરપૂર શિર મૂકેલું હતું. આ દેખાવ જોઇ રૌશનને કમકમાટી ઉપજી. એ શું છે તે વિશે રૌશને પૂછતાં, માલુમ પડયું કે—' આગલા વઝીર જેને બરતરફ કરવામાં આવ્યા હતા, તેમનું એ શિર હતું.'

' ત્યારે–આ નવા વઝીરનું શિર પણ આ થાળમાં આવશે, ખરૂં કે ?' રૌશને ટોળામાંથી એક શખ્સને પૂછયું.

' બાદશાહ સલામતનો એ ધારો છે, એમાં પૂછવાપણું શું હોય !'

આ સાંભળતાં રૌશને ધોરણ વિશે કેટલીક પૂછપરછ કરી લીધી, અને તુર્ત વઝીર સાહેબના મુનશીને ખોળી કાઢીને એકસો સોના મહોરની કોથળી તેમને આપતાં કહ્યું કે–' આ સોના મહોર મારા પિતાની આજ્ઞા મુજબ વઝીર સાહેબને નઝર કરૂં છું, તે કૃપા કરી તેમને આપશો.'

મુનશીએ સોના મહોર દેનારનુ નામઠામ નોંધી લઇ, સોના મહોરો લીધી; અને સાંજરે મુનશીએ કોથળી રજુ કરતા વઝીરે પૂછયું કે-' એવો કોણ મારો દોસ્ત છે, કે જેમણે મને આ રકમ ભેટ મોકલી છે ? તેને આંહી રજુ કરો.'

રૌશનને વઝીરના માણસ બોલાવવા આવતાં વઝીર હઝુર કુર્નિસ બજાવી ઉભો રહ્યો.

' બેટા ! આ ભેટ મારા માટે કોણે મોકલાવી છે ?' વઝીરે પૂછયું.

' જી. હઝુર. મારા બાવાએ.'

' તારા બાવા કયાં છે ? હું તેને મળવા માગું છું.'

' જી. મારા બાવા તો કયારના યે ગુજરી ગયા છે. આપ તેને પીછાનતા નહીં હો.'

'ત્યારે શું તે મને જાણતા હતા ?'

'જી. ના.'

'તો પછી આ ભેટ મોકલવાનું શું કારણ ?'

રૌશને પોતાના પિતાના વશિયતનામાંથી વઝીરને વાકેફ કરીને કહ્યું કે–'આ રકમ માટે મને આપ નામદાર કરતાં વિશેષ લાયક કોઈ માલુમ પડયા નથી, માટે સ્વીકારો.'

'પણ હું 'નાદાન આદમી' છું, એમ તું શી રીતે કહી શકે છે ? તું કે તારો બાપ મને ઓળખતા તો નહોતા !'

'નામદાર ! એ અદબી માફ કરશો. આગલા વઝીરના શિરની સમક્ષ આપે આ હોદ્દો સ્વીકાર્યો એજ પુરાવો બસ છે.'

વઝીર આ સાંભળી એકદમ સ્તબ્ધ થઈ ગયો. તેણે પળવાર પોતાની સફેદ દાઢી પસવારી, અને એકાએક રૌશનને ભેટી પડયો; અને બોલ્યો કે–'દાના પુરુષના દાના પુત્ર ! તારો બાપ મારો સાચો મિત્ર છે. તું મારા મિત્રનો પુત્ર છે. બેટા ! તું આજથી મારો મહેમાન છે. આ તારૂં ઘર છે.'

વઝીરે રૌશનને આગ્રહ કરીને પોતાને ત્યાં રોકયો, અને બીજે દિવસે પાલખીમાં બેસી વઝીર રૌશન સાથે બાદશાહ પાસે ગયો.

વઝીરે કુરનસ બજાવી અદબ વાળીને કહ્યું–'જહાંપનાહ ! ખુદા આપ નામદારને લાંબી ઝીંદગી બક્ષે. આપ નામદારે મને આવો કિંમતી અને જોખમી હોદ્દો બક્ષ્યો, તે ખાતે હું બાદશાહ સલામતનો અતી અહેશાનમંદ છું. પણ ખુદાવિંદ ! આ દાના પુરુષની ગઇ કાલે મુલાકાત થયા પછી મને લાગ્યું કે, આ દરજ્જા માટે હું લાયક નથી. માટે હજુર ! હું રાજીનામુ આપું છું,

તે સ્વીકારી આ સેવકને છુટ્ટો કરશો; એવી મારી નમ્ર અરજ છે.'

કચેરી સર્વ ચકિત થઇ. અત્યાર સુધી કોઇ પણ વઝીરે આવી રીતે રાજીનામું આપવાની હિમ્મત ધરી નહોતી.

'પણ—એવું શું કારણ છે કે તમે એકદમ રાજીનામું આપવાનો વિચાર કર્યો?' બાદશાહે પૂછ્યું.

'ખુશ રહો બાદશાહે હિન્દ! 'હું મૂર્ખ છું'—એમ મારી ખાત્રી થઇ છે. જે થાળમાં આ શિર મૂક્યું છે, તેજ થાળમાં આ બંદાનું શિર પણ વ્હેલું મોડું આવશે એટલી પણ આ નાદાનને ખબર ના પડી. માટે મારા જેવા કમ અક્કલને આ હોદ્દામાંથી ફારક કરશો.'

બાદશાહ તાત્પર્ય સમજી ગયા, અને ઘાતકી ધારો બંધ કરવાનું એક ફરમાન બહાર પાડ્યું; એટલું જ નહીં પણ રોશનને બાદશાહે ત્યાંને ત્યાં નાયબ વઝીરનો હોદ્દો બક્ષ્યો.

## 'હ ને કાંઇ નહીં હ'

## ॥ ॐ श्री हकाराय नमः ॥

ઉપલો ધ્વનિ આપના સ્મરણમા છે કે વિસરી ગયા ? ડાબે હાથે વતરણું ઝાલી, પાટીમાં લખતે લખતે આપે પોતે જ અનેકવાર એ ઉચ્ચાર કર્યા છે. હજુ પણ આપનાજ ઘરમાં, અગર પ્રાથમિક શાળાના બાલવર્ગમા એ ગર્જના ચાલુ છે. કેમ ! હવે સમજ્યા ને ?

બાલકો ભલે ભણે કે–' હ 'ને કાંઇ નહીં, પણ બાલકમાંથી બાપા થયેલા આપણ સર્વને હવે સંપૂર્ણ રીતે સુવિદિત થયેલ છે કે, ' હ ' એ સમગ્ર દેશને હુલ્લાવી ફુલ્લાવી બનાવ્યા છે, રમાડયા છે, પેટ પકડીને હસાવ્યા છે, આંખમાંથી અશ્રુ પડાવ્યા છે, અને બંને પડખાં દુખવ્યાં છે. છતા આપણને કુતુહલ એ ઉપજે છે કે પોતાને છેડે કાંઇ પણ નહીં વળગાડતાં ' કાંઈ નહીં, કાંઈ નહી ' કહી ' હ ' આમ ખસી કેમ જાય છે ? વખતે જગતના માનવીઓ ઉપર તેણે મહદ્ ઉપકાર કર્યો છે, તેનો આભાર માનતાં–' કાંઇ નહીં, કાઇ નહી '–એમ ' હ ' સ્હેજ વિવેક વાપરતા હોય નહીં ! તેમ હોય તોપણ આપણા ' હ 'ની ખરેખર મોટાઇ છે મહત્તામાં લઘુતાનો ગુણ ઔદાર્યની પ્રતીતિ કરાવે છે.

આપણી આ મહાન વ્યક્તિએ એકવાર પશ્ચિમમાં વિજય ધ્વજા ફરકાવી હતી, અત્યારે હિન્દના પશ્ચિમ કિનારા ઉપર તે

લાલ વાવટો ઉડાવે છે. એ 'હ' તે કોણ છે? અને તેમનામાં આટલી બધી કિંમત તે શું છે?

ચાલો, ત્યારે! પૂર્વાર્દ્ધ–બાલક બનીને બોલો, એટલે ઉત્તરાર્ધ–સ્વયં સમજાશે.

[૧] 'હ' ને કાંઇ નહીં 'હ'

અશ્વ અને રાસભની પૂરવી અને ભૈરવીનું સમગ્ર સંગીતશાસ્ત્ર આ વ્યંજનમાંજ ગૂંજન કરે છે, છતાં છોકરાંઓને કેવું જુઠું ભણાવાય છે કે–'હ'માં કાંઇ નહીં........'

[૨] 'હ' ને કાનો 'હા'

આ પૃથ્વીના પડ ઉપર એવો કોણ માંયનો પૂત છે, અને એવી કોણ બાવાજીની બેટી છે, કે જેના કર્ણને 'ન ને કાનો' કરતાં આ 'હ' ને કાનો, પ્રિય ન લાગતો હોય! 'હ'ને કાનો સંમતિવાચક છે, તેમ જ આશ્ચર્યસૂચક પણ છે. પોતાના ઝભ્ભાની ચાળ એક હાથે પકડી, જરા અંગ મરોડી બીજો હાથ લંબાવીને મિ. કબુતર કે કપાત્તર રંગભૂમિ ઉપર 'હ'ને કાનો 'હા'... !' ઉચ્ચારે, ત્યારે પ્રેક્ષકોએ ચોક્કસ સમજી રાખવું, કે મોટા અભિનય સાથે હૃદયભેદક અગર ગમખ્વાર બેતની તૈયારી છે.

[૩] 'હ' ને દીર્ઘઈ 'હી'

વણિકની પેઠે વેવલા અને પોકળ હાસ્યમાં આ રૂપનો વાપર વિશેષ થાય છે, તેમજ ભેંસને ભણાવવામાં કે 'મહોદ્યા' માતાને મનાવવામાં, ભરવાડની તો આ ખાસ ભાષા છે.

[૪] 'હ' ને હ્રસ્વઉ 'હુ'

પોષ મહિનાની કડકડતી ઠંડીમાં કે મેલેરિયાના મરજમાં ગમે તેટલાં ગોદડાં ઓઢયાં છતાં, આ 'હુ–હુ' બલા મુખમાંથી ખસતી નથી, ત્યારે તેનુ સ્વરૂપ તાદૃશ્ય ખડું થાય છે.

[૫] 'હ' ને એક માતર 'હે'

'હ' ને ભને આ એક માતા 'હે' હોય, પણ એ માતાજી ફૂટપાથ ઉપર સોલ્જર કે સેલર ખાવા આડે આવતા 'કાળા લોક' પ્રત્યે, કેવો રૂવાબ બજાવે છે. તે તો બાપડા રાહદારીઓજ જાણી શકે.

[૬] 'હ' ને બે માતર 'હૈ'

'હ' ની આ બે માતા પૈકી, સગી માતા વિયોગ સમયે રૂદનમાં કરુણાભાવ દર્શાવે છે; અને સાવકી માતા, ડાકલાંની સાથે મસ્તક ધૂનનમા ભયાનક રસ ઉત્પન્ન કરે છે.

[૭] 'હ' ને કાનો માતર 'હો'

જંગલમાં કે વાટમાં ભૂલા પડેલાં પંથીજનો, અને રાત્રિને સમયે ચોકિયાતોના મુખમાંથી નીકળતા આ સ્વર, અત્યંત અર્થ-સાધક છે.

[૮] 'હ' કાનો બે માતર 'હૌ'

નિદ્રામાં ખલલ પાડતા કીકાને શાત પાડવામાં, અગર મારવાડીને વંજો મપાડવામાં, આ શ્વાનોચ્ચાર શ્રેયસ્સકર જણાશે.

[૯] 'હ' ને માથે મીંડું 'હં'

અરજદાર સાહેબ પાસે લાંબી ચોડી અરજ ગુજારતો હોય, અને સાહેબ– મુખ ખોલ્યા વગર ફકત માથુ જરા હલાવી વચ્ચે વચ્ચે ઉપલો ઉચ્ચાર કર્યા કરે, ત્યારે અરજદારે, ચોપડો હોય તો, નામુ માંડવું કે તેની અરજી માથે મીંડું વળ્યુ. જ્યાં જ્યા ઉપલો ઉચ્ચાર થતાં મુખ ખુલ્લે, અને ભ્રમર જરા તણાય, ત્યાં ત્યા ખાત્રી રાખવી કે રૌદ્ર રસ જામતાં, વેરની વસુલાત થવાની.

[૧૦] 'હ' ની પાસે બે મીંડાં 'હઃ' [હં–અ]

કાગડો દૈથરૂં ઉપાડી જતાં, તેની ચાંચ ખોલાવવા શિયાળે વૃક્ષ નીચે ઉભા ઉભા અનેક કલા વાપરી, તોપણ કાકઋષિએ

આ મંત્રોચ્ચાર ચાલુ રાખ્યો તો શિયાળનું ડાચું વકાસી રહ્યું; તેમ ધૂર્તવિદ્યામા આ વાણીનો વાપર અસરકારક ગણાય છે.

કહો, સાહેબ! હવે ઓળખ્યા – આ નેક નામદાર હકારસિંહને તથા તેમના હણહણતા સપૂતોને! આ નામદારશ્રી જાતે કારડિયા રજપૂત છે. પારકાની જમીનમાં પેશકદમી કરવાનો તેમને ખાસ શોખ છે. જરા આંગળી આપો તો પોંચો કરડવાનો સ્વભાવ ધરાવે છે. કાઠિયાવાડ મૂળથીજ સ્વાગતમાં પંકાય છે. સરલ સૌરાષ્ટ્રવાસી 'ચ' એ જરા ઓટલો દેખાડયો, તો 'હ' તેની ઓશરીમા પ્રવેશવા લાગ્યો. પણ ચતુર 'ચ' ચેતી ગયો, એટલે તેની ખુંટ પકડીને બહાર હાંકી કાઢયો. જેથી કાન ચંચળાવતો હાલારમાંથી 'હાલ્યો' તે ગુજરાત ભણી 'ચાલ્યો'.

સુરતીલાલાનો સ્વભાવ મોજીલો પડયો, એટલે તેના સાકરિયા '**સ**'માં '**હ**' એવો હળી મળી ગયો કે, 'હહરીના'ને લાલ્યાની મિઠ્ઠી 'હાખર' જેવી તાડી, 'હારી હારી' લાગતાં, 'હવાકાનું' 'હવા' 'હેર' 'હાક' હોઇયાં કરી લાલાજીના ઘરમાં ઠરી ઠામ બેઠો સારૂં થયું જે—સબળ સાક્ષરોએ તેને કોઠું ન આપ્યું, નહિંતર 'સાક્ષરના' મુખ વાટે નસ્કોરાંમાં ચંચુપાદ કરી 'હાક્ષર'ની મોટી છીંક પડાવત. 'હું હમજ્યા?' જેવી લાલ્યાની તાડી મિઠ્ઠી, તેવી કાઠીની છાસ પણ સ્વાદિલી! જેથી કાઠીની 'છાસ' પીઈ 'હ' શિશિરમાં એવો રૂષ્ટપુષ્ટ બની ગયો, કે તેની પાછલી સુઠ લાગતાં કાઠીના 'સકારા' ઉડી ગયા. એટલે કાઠી કે કણબી સિવાય બીજા 'માણહ'ને 'હ'ની એવી 'બરદાહ' 'પોહ' મહિનાની કડકડતી ઠંડીમાં કરવી ન 'પોહાય.'

'અ' બાપડી ભોલી ભાલી! એટલે 'હ' એ સંપૂર્ણ ખેલ તેણીને ત્યાંજ ભજવ્યો. ખેલને અંગે – 'ૐ શ્રી હરાયનમ:' ની નાન્દિ પૂરી થતાં, આપણા હુરૂરવાએ ઉર્વશીનો જરા પાલવ પકડી

મંગલાચરણ આદર્યું. ત્યાં તો, મુખ મલકાવી, નેત્ર નચાવતી, મૃદુસ્વર ઉચ્ચારતી, ઇન્દ્રની અપ્સરા હુરરવાની ગોદમાં જઇ ભરાણી. રફતે રફતે બન્ને વચ્ચે નિકટ મૈત્રિ જામી, અને તેઓનો સબંધ એવો સ્નિગ્ધ થયો કે, બન્ને જાણે ઘીએ ચોપડેલા ગળ્યાં મોળાં થેપલા ! ! ભોલી 'અ' ઉપર આ હોલા જેવા 'હ' એ વશીકરણ વાપર્યું, ત્યાં સમજો કે પહેલા અંકનો પડદો પડયો.

બીજો અંક ઉઘડતાં – 'હ' નું પાત્ર આગળ વધે છે. લુણ વગર જેમ રસોઈમાં ઉપણુ, તેમ રાસડા વગર નાટક નકામું હોઈ, આંહી પણ નુપૂર ઝંકાર સહ લલકાર થાય છે કે – 'અમે અખંડ યૌવનની મૂર્તિઓ . ...કોઈ લેશો ? કોઇ લેશો ?' વગર દોકડે આવા ઉચા બરનો સોદો થતો હોઇ, 'હા હુ લઇશ,' એમ વચ્ચમાં 'હ' બોલે છે; અને 'અ' ની અખંડ જોબનવંતી પુત્રીઓને ફાસામાં લેવા 'હ' પોતાના હોકા જેવા છોકરાઓને સીસકારે છે. બાપ તેવા બેટા ! પણ આંહી તો બાપાજીથી બે ચંદાવા આગળ દોડે તેવા દીકરા હતા. વૈશ્યાનું ઘર મૂળથીજ વંઠેલું હોય, ત્યાં નાચવા ખુંદવાનો વાંધોજ શાનો હોય ! હજુ તો એક ને બીજો રોજ ન વિત્યો ત્યા તો......

'એ'રી 'હે'રી જોડી બની,<br>
'આ'જી 'હા'જી સેં વારે નિસાર;<br>
'ઉ ઉ'' 'હું હું''સે સોહે અપાર,<br>
'ઓઓ' 'હોહો' સેં ખેલે શિકાર.'

'અ' એ જોયું કે છોકરીઓ હાથથી ગઈ, અને પોતાના નાકની અણી કઇક કઇક કપાવાની અણી ઉપર આવી, ત્યાં તો તેણી ચેતી ગઈ; અને લોકલજ્જા ખાતર પોતાની આ ઉખળી ગયેલ છોકરીઓને 'હ' ના છોકરાઓ સાથે ઘર મંડાવી દીધા. ત્યારથી – 'આ-હા' – 'ઉં-હું' – 'એ–હે' – 'ઓ–હો' દંપતી થયાં,

અને અહંકાર સહ અમલચેન ગુજારવા લાગ્યા. સામાન્ય રીતે વિવાહ વિત્યા એટલે માંડવો ખલાસ, અને માંડવીઆ સૌ સૌને ઘેર. પણ આતો નાટકનો માંડવો! અધેથી ઉપાડી લેવાતો નથી. દોઢ અંકી નાટક આપણા ભરતમુનિના નાટયશાસ્ત્રના નિયમ મુજબ વજર્ય હોય, 'હ' ને હજુ લાઇલાજે આગળ લંબાવવો પડે છે.

'જાતિ સ્વભાવ ન મુચ્યતે'–શ્વાનની પુંછડી સીધી કરવા અનેક ઉપાય રચો તો પણ બીજના ચાદ જેવી તે જેવી જ! નાપિતનો વાયુ અટકાવવા અનેક ઔષધ આપો તો પણ પિત્ત અને વમનના ઢગલા જ ઢગલા!! મિંયાના પગ વાળવા પાંચસેંહ પ્રયાસ કરો, તો પણ ટાંગ અદ્ધર તે અદ્ધર!! વણિકની મુચ્છ ઉંચી કરવા ઉંચા ઉંચા પોમેટમ વાપરો, તો પણ મુચ્છ નીચીજ નીચી!! સત્યભામાના નાકનો વળ ઉતારવા અવનવી યુકિતઓ આદરો, તો પણ ટીંચકું ઉંચું જ ઉંચું!! તેમ 'હ' ચાસન તેવો હેતાળ અને હિતૈષી દીસે તો પણ તેના ભીતરનો ભાવ પ્રકાશયા વિના રહેજ કેમ? 'હ' ને 'અ' સાથે સગપણ સાંત્રાથી સતોષ ન થતાં, 'અ'ના જ્યાં ત્યાં જે જે આગળ પડતાં સ્થાન હતા, તે તે આ ભાઇશ્રી 'હ' હળવે હળવે હાથ કરવા લાગ્યા. પોતાની આબરૂ અને આટો પૂરેપૂરો લૂટાવા મંડયો, ત્યારે ભોળી 'અ'ની આખર આખ ઉઘડી. અબળાનું બળ કાં આખમાં ને કાં મુખમા. 'હ'ના નામનો તેણીએ હવે છેડો વાળ્યો. લુચ્ચો 'હ' વખતે વખતે ગેલમાં આવી તેણીના ઘુંઘટનો પટ ખોલવા જતો તો—'અજી—જાન—જી'– કહી અગના કટકા મોરી ફરરર ફુદડી ફરી જવા લાગી. 'હ'ને ભાવતું હતું, તેજ જાણે ડાકટરે પીરસ્યુ. 'હ'એ 'અ'ની રેવડી એવી દાણાદાણ કરી નાખી હતી કે, એ રેતીમાંથી હવે રસ નીકળી શકે તેમ નહોતું. કારણ 'અ' સુકાઇને શુષ્ક બની ગઇ હતી.

છેવટ જ્યારે 'હ'એ 'અ'ને ઉથલાવી તેણીની તમામ અસ-
કયામતનો કબજો કર્યો, ત્યારે તેણીએ આધુનિક નાટયશાસ્ત્રના
નિયમ મુજબ શેરી વચ્ચે ઠુઠવો મૂકયો કે–

હાંરે હોલા! હરામી કાફર ગોલા! સતાવે કા 'હે' મોહેકો ?
પોલું ભાળીને માંહી તેં પથારી, મોરી અંગિયાપે મારી તે કટારી
કટારી મોસે મારી, મૈં તોસે હારી હારી;
લટપટિયા, ચટપટિયા, અટપટિયા, ખટપટિયા... ...હારે.
વાંકાં કે ચુંકા તારા, અઢારે અંગો વળેલા રે!
વિખથી ભરેલા ઝેરી, સાપોલિયા 'હો' રે!
કટારી મોસે મારી, મૈં તોસે હારી હારી;
લટપટિયા, ચટપટિયા અટપટિયા, ખટપટિયા.. ...હારે.

'અ' એ માથું કૂટયું, છાતી પીટી, બાલ પીંખ્યા,
નીચે પછડાઈ, તો પણ શેરી વચ્ચે આવા સૂરમા કરુણાને બદલે
હાસ્યની છાયા વિશેષ દશ્ય થતી હોઇ, રાહદારીઓમાથી કોઈ
સાચો ખોટો દીલાસો દર્શાવવા જરા થોભ્યા પણ નહીં, કે બે
આંસુ ઢાળ્યા પણ નહીં; ત્યારે 'અ' હતાશ થઇ; અને 'હાય'ના
પોકાર સાથે ભોંયપર ફસડાઇ પડી, તેવો મૂર્છાની સાથે ટાબ્લો.

છેલ્લા અંકમાં જંગલનો પડદો – 'અ' ના અંગ ઉપર
ભગવાં વસ્ત્ર, 'કેશવકાન્ત' જેવો છુટો અંબોડો, અને હાથમાં માળા.
ધર ગૂમાવીને 'અ' હવે તીરથ કરવા નીકળ્યાં હતાં. એટલે 'ગોરે
ગોરે અંગીયાપે ભભૂત લગાદે, જોબન બનકે 'અ' ચાલી' અરણ્યમા
તેણી અટવાઈ, પગમા ફોલ્લા પડયા. સંધ્યા વીતિ એટલે ભગ્ન
હૃદયે ગુઠણવાળી એક વૃક્ષ નીચે જરા વિશ્રાન્તિ લેવા નિમિત્તે
બેઠી, ત્યાં એક વિકાળ વરૂ પ્રવેશી તેણીની પીઠ પાછળ ઝૂલતાં
અંબોડાની લટ જરા ખેંચવા લાગ્યો, તેવા 'અ'ના રામ રમી
ગયા. જેથી નેત્રો ઉંચા કરી, બે હાથ જોડી, વ્યોમ પ્રતિ પ્રાર્થના

કરવા લાગી કે – 'શામળીઆજીરે ! કરજો મારી વાર રે ! તમે ગરુડે ચઢીને વ્હેલા આવજો રે ! – તમે ગરુરે ચઢી વ્હેલા આવજો રે !'

અલબત્ત ! ખરો ખેલ તો ત્યારેજ કહેવાય, અને ભરપૂર ભક્તિરસ પણ ત્યારેજ જામે કે, જો પ્રાર્થના પૂર્ણ થતાં પિસ્તોલના ભડાકા સાથે ગરૂડ ઉપર શ્રીહરિના દર્શન કરાવાય તોજ ! પણ ગરૂડની કમાન બગડી ગઇ છે, અને એ કમાનગરને અચબૂચ પેટમાં ચૂંક ઉપડી આવવાથી જંગલ ગયો છે. એટલે આ અમૂલ્ય પાત્રની કલ્પના માંડી વાળવી પડી છે. ગરૂડની જગ્યાએ અત્રે ચાખડી રાખી છે. 'અ' નું અરણ્ય રૂદન સાંભળતાંજ ચાખડી ઉપર પગના પટાકા બોલાવતો, 'અમે જોગીઓના બાળ,' – વાળું ગીત લલકારતો, એક વિદ્યાર્થી તેણીની વ્હારે ધાયો; તેવું તેનુ પાળેલું વરૂ પુંછડી હલાવતું તેના પગ નીચે ભરાઈ બેઠું. વિદ્યાર્થી આ ભગવાં વસ્ત્રધારિણીને પોતાના ગુરૂ 'નન્ય' ઋષિના આશ્રમમાં તેડી ગયો. નન્યઋષિના આશ્રમમાં તેણીને સંપૂર્ણ આશ્રય મળ્યો 'અ' ઋષિરાજની અપૂર્વ અવિછિન્ન સેવા પૂજા કરવા લાગી. જંગલના આ નકારવાચક જોગીરાજ જમાનાને પૂરેપૂરા હજમ કરી જાય તેવા હતા. અમુક સમય 'અ' ને તાવી તાવીને પૂરી કસી જોઈ, અને જયારે નન્યઋષિની પ્રતીતિ થઇ કે પોતાના જ્ઞાનથી અ–જ્ઞાની બની રસીક વ્યાખ્યાન શ્રવણ કરીને અ–રસીક થઇ, અને પોતાના શાંત અને નિશ્ચિંત ધીરા ધીરા બોધથી, અ–શાન્ત, અ–નિશ્ચિંત, અ–ધીરી, અને અ–બુદ્ધ જણાઇ, અને ખરેખર અ–નન્ય ભકત બની, ત્યારે નન્યઋષિએ તેણીની કથા સવિસ્તાર વર્ણવી; છેવટ પોતાના અરિનો સંહાર કરવા, હિકર જોડીને યોગીરાજ પાસે યાચના કરવા લાગી.

આધુનિક નાટયશાસ્ત્રના નિયમો ન્યારા છે. જો ખાવા પીવા, હસવા રોવા, અને સુવા બેસવાના સમયે ગદ્ય કહતાં પદ્યનુંજ

પાન પ્રેક્ષકોને કરાવાય છે, તો નાચવા અને યાચવામાં તો સંગીત સચોટ અસર કરતું હોઈ, અમારાથી તે નિયમોની અવજ્ઞા થઈ શકે તેમ નથી. સબબ ‘ અ ’ યાચવા લાગી કે—

દાસી પરે દયા લાવો રે !
દયાળુ દેવા ! દાસી પરે દયા લાવો.
‘ હુંકારા ’ને ‘ હું ’ પદમાં ‘ હું ’
દીસે છે ‘ હ ’ જામ જેવો.
આડે અસ્તરે મુંડીને, છોલે છે રંકોને એવો !
‘ હું ’ તો બની બેઠો, ચાવો છાવો રે !
દયાળુ દેવા ! દાસી પરે દયા લાવો.
હજી હાથમાં છે બાજી, કરોને કરુણાળુ રાજી;
કાઢો કોથળી મધ્યેથી, શસ્ત્ર એ છુરું ને પાજી.
‘ હું ’—પદનો કરજો, કાવો ધાવો રે !
દયાળુ દેવા ! દાસી પરે દયા લાવો.

ઋષિરાજ આ દુઃખદ દાસ્તાન શ્રવણ કરતે કરતે પંદરેક ઘડી તો પ્રાણાયામ કરી ગયા, બાદ સમાધીમાંથી જાગૃત થતાં તેમનું મસ્તક એવું તપ્યુ, અને ક્રોધ એવો વ્યાપ્યો કે, કમંડલુમાંથી જળની અંજલી હસ્તમાં લઇ ‘ હ ’ ઉપર જેવી છાંટી, તેવા નાટકના તેમ જ કાનના પડદા પટોપટ અને ફટોફટ ફાટવા લાગ્યા; અને ‘ અ ’ની આબાદ ઇચ્છા મુજબ ‘ હ ’ કડવા કાવાના રંગ જેવો કાળો ભઠ થઈ આ લોકમાં જઈ પડયો. ત્યાં ખેલ ખલાસ.

ઉપસંહારમાં-માત્ર એટલું જ કે શ્રાપને પરિણામે ‘ હ ’ની મૂળ શકિતનો વિનિપાત થયો, જેથી હવે ફારસમાં જ તે પાત્રનુ કામ લેવાય છે. ફારસમાં આ વ્યકિત ‘ અ–કાર–હ–કાર ’ના નામથી વિશ્વવિખ્યાત થયેલ છે.

આ ' અકારો–હકાર ' ઇસ્વી અઢારમા શતકમાં વહાણમાં બેસી ઈંગ્લાંડને કિનારે ઉતર્યો. પ્રથમ તો ત્યાંના મજુરોના ઘરમાં પેઠો. તેમની સંગાથે હજામના હાટમાં, કાફી ખાનામાં, નાટકશાળામાં, છૂટથી ભેળાયો; અને એક સદીમાં તો આખા ઇંગ્લાંડને એવો ભરડો લીધો કે, ડ્યૂકોના મહેલોથી માંડી, સ્કૂલો, કોલેજો, વિશ્વવિદ્યાલયો, ધર્મસ્થાનકો, ન્યાયમંદિરો, અને છેક પાર્લામેન્ટ સુધી તેની હાક વાગવા માંડી. એ ' અકારા—હકારે ' પોતાના અમલ દરમ્યાન ઈંગ્લાંડવાસીઓમાં કેવો રકાસ કર્યો, તેના દ્રષ્ટાંતો ત્યાંની તવારિખમાં મોજૂદ છે. જેમાંથી જૂજ જાજ અત્રે ટાંકીશું તો અસ્થાને નહીં ગણાય.

[૧]

જસ્ટીસ ક્રોસવેલની કોર્ટમાં નૌકાખાતાને લગતો એક કેસ ચાલતો હતો. એક પક્ષે ' ચેનલ ' નામના વકીલ હતા. પ્રતિપક્ષે ધારાશાસ્ત્રી સર થેસિજર રોકાયા હતા. જ્યારે જ્યારે વહાણનું નામ આવતું ત્યારે ત્યારે વકીલ ચેનલ પોતાના ભાષણમાં ' એલન ' તરીકે સંબોધતા હતા. જ્યારે થેસિજર દરેક વખતે ' હેલન 'ના નામથી ઓળખાવતા હતા.

આખર જજ સાહેબે નોટમાંથી માથું ઉંચું કરી, નાકેથી ચશ્મા કપાળે લગાવી, ગંભીર મુખમુદ્રાસહ પૂછ્યું કે—' સબૂર ! વહાણનું નામ શું છે ? કારણ મારી નોટમાં ' એલન ' તેમ જ ' હેલન લખાયેલ છે. એમાં કયું ખરૂં ?'

ધારામંડળ પૈકી કેટલાકે મુખઆડા રૂમાલ દીધા. થેસિજરે જવાબ વાળ્યો કે–' મારા લોર્ડ ! વહાણનું નામ ' હેલન છે, પણ ' હેલન 'નો ' હ ' ચેનલ [ અંગ્રેજી ખાડી–અગર સામા પક્ષનો વકીલ ]ના ચાપડામાં ગૂમ થયેલ છે.'

[૨]

મિ. ગ્લેડસ્ટન અને મિ. હારડી વચ્ચે ચુંટણીની રસાકસી ચાલતી હતી, તેવામાં વેસ્ટવુડ નામનો એક શખ્સ મોડો પહોંચવાની ભીતિથી દોડતો આવ્યો. કોને માટે મત આપવો છે, એમ વેસ્ટવુડને પૂછતાં, તેના મોઢામાં હજી શ્વાસ નહોતો મા'તો; એટલે હાંફતે હાંફતે બોલી ઉઠ્યો કે, 'ગ્લેડ...અરે...નહીં–નહીં...'આરડી.'

હેન્રી સ્મિથે એ મત મિ. ગ્લેડસ્ટન માટે હોવાનો દાવો કર્યો. વાઇસ–ચાન્સેલરે પ્રશ્ન કર્યો કે–' એમ કેમ? એણે ગ્લેડસ્ટનનો માત્ર પ્રથમ અક્ષર જ ઉચ્ચાર્યો હતો.'

' ખરું છે, સાહેબ !' હેન્રીસ્મિથે પ્રત્યુત્તર વાળ્યો, ' પણ એણે ' હારડી 'ના પ્રથમ અક્ષર ' હ 'નો તો બિલ્કુલ ઉચ્ચાર કર્યો જ નથી.'

[ ૩ ]

લંડનની એક સ્કૂલની અંદર ભૂગોળનો વિષય ચાલતો હતો. પાટિયા ઉપર યુરોપનો નકશો ટાંગીને બેલ્જીયમ ઉપરના ભાગ માથે આંકણી બતાવીને માસ્તરે વિદ્યાર્થીને પ્રશ્ન કર્યો કે – 'ઓલાંડમાં કેપીટલ [ મુખ્ય શહેર – અગર – મુખ્ય અક્ષર ] શું ?'

વિદ્યાર્થીએ સત્વર જવાબ આપ્યો કે 'સાહેબ ! 'હ'

મહેતાજીએ તરતજ નકશો સંકેલી લીધો.

[૪]

સરકારી નોકરી માટે પ્રવેશક – પરીક્ષા ચાલતી હતી. ઉમેદવારના જવાબમાં 'વેનિસ' [ Venice ] શબ્દમાં અંગ્રેજી એક 'એન' ને બદલે ભૂલથી બે 'એન,' યાને 'Vennice' લખાઈ ગયું.

પરીક્ષક હોશીઆર તોપણ હકારિયા હતા, તેમણે કરડાકીમાં ટીકા કરી કે – 'તેમને એટલુ પણ ભાન નથી કે 'વેનિસ'માં માત્ર એકજ 'હેન' છે?'

ઉમેદવારે 'હેન' [મુરઘી]ની વાત ઉપાડી લઇ ટકોર મારી કે – 'ત્યારે તો સાહેબ ! ત્યાં ઈંડાં ઘણાં મોઘાં હોવા જોઇએ !'

ઉમેદવારને સત્વર પાસ કરવામાં આવ્યો.

[ ૫ ]

એક ગામના ડાકટરે લંડન શહેરનો રસોયો રાખ્યો, મે'મ સાહેબને જો કે રસોયાની ભાષા ઉકેલવામાં કંઇક અડચણ પડતી, તો પણ તેની રસોઇથી તેણી સંતોષ પામ્યા હતા. ડોકટર સાહેબને લીલા વટાણા બહુ ભાવતા હોવાથી તેનુ શાક બાફીને તૈયાર કરવામા આવ્યુ.

ડોકટર સાહેબને બહારગામ અચબૂચ કામ આવી પડવાથી, બપોરના ખાણાં વખતે હાજર થઇ શકયા નહીં, જેથી રસોયે પૂછયું કે–'વટાણાનુ શાક વધ્યું છે, તેનુ શું કરવું છે?'

'Heat them for diner' [વાળુ માટે ગરમ કરી રાખજો]. મે'મ સાહેબે આજ્ઞા કરી.

ડોકટર સાહેબ મોડી રાત્રે વરસાદમાં ભિંજાતા અને ભૂખ્યા ભડભડતા આવ્યા. ખાણાં ઉપર બેસતાં વાળુ પણ ઠરીને ઠીકરૂં થઇ આવ્યું, એટલે ધુંવાપુંવા કરવા લાગ્યા; જેથી મે'મ સાહેબે પેલા લીલા વટાણાના શાકની રકાબી જલ્દી લાવવા રસોયાને હૂકમ કર્યો. વટાણા વટાણાને ઠેકાણે હતા, એટલે રસોયો મે'મ સાહેબ પ્રતિ ટગર ટગર તાકી રહ્યો.

'મે'મ સાહેબે કોપાયમાન થઈ પૂછયું કે–'કેમ ઘુવડની પેઠે જોયા કરે છે? પેલા વટાણા વધ્યા હતા તે કયાં છે?'

રસોયો તત-પપ થતાં બોલ્યો કે-'મે'મ સા'બ ! તમે કહ્યું કે-'Eat them,' એટલે ક્યારના યે મારા પેટમાં પડી ગયા છે !'

આ 'અકારા' 'હકાર'ના સામ્રાજ્યથી બ્રિટનો આખરે કંટાળ્યા. તેને પદભ્રષ્ટ કરવા માટે ઝુંબેશ ચાલી. ઠેકઠેકાણે પરિષદો ભરાવા લાગી. વિગ્રહ જાહેર થયો. બહાદૂર રણશૂરા ટોમી લેખકોએ મશિન-પેનમાંથી ગોળીઓનો એવો મારો ચલાવ્યો, અને ત્રિવિધ રંગી ચિત્રકારોએ પીછીઓવતી એવા અનેરા રંગ ઉડાડયા કે, આખું હયદળ હારીને પીછે હઠવા લાગ્યું. પરિણામે પોતાના હાથ હેઠળ પડતા, રાત લઈને આ 'અકારો-હકાર' ઈંગ્લાંડમાથી નાગોપૂગો ન્હાસ્યો.

'હ' તો હતો ભમતો ભાગેડુ. અંગ્રેજી ખાડી વળોટાવી આ 'ભાગેડુ' કયા છૂપાયેલો તે વિષેનો ઈતિહાસ હજુ પ્રાપ્ત થયો નથી, પણ ચાલુ શતકના પ્રારંભમા આ સાહેબશ્રી કોઈ ફાલતુ સ્ટીમરમા ઘૂસી જઈ મુંબઈ બંદરે ઉતર્યા. આપણામા કહેવત છે કે-'ભાગ્યવંતને ઘેર જ્યાં ભૂત રળે, ત્યા દીવેલ અને વાટ વગર દીવા બળે'-તેમ આ સાહેબ જો કે જરજરીત વિલાયતની પોષાકમા સજ્જ થયેલા હતા, તો પણ તેની આકર્ષક શકિત એવી નૈસર્ગિક હતી કે; ગિર્વાણગીરાના પ્રતિષ્ઠિત ઉપાસક 'હે'ના પર મુગ્ધ થયા, અને 'હે'ને પોતાને ત્યા જ ઉતારાની સગવડ કરી આપી. 'હે'નો ત્યા સારો સત્કાર થયો. 'હે'ની વિલાયતી પ્રુમતાવાળી કાનટોપી ઉતરાવી ગૂર્જરી-ટોપલુ પહેરાવ્યું પછી 'હે'ને કેળવીને કદ કરી મિત્રમંડળ અને બધુ સમાજમા હેળવી હેવો હેવાયો કરી દીધો કે, ત્યારથી આ 'અકારા-હકારે' આપણા પ્રાન્તમા પગદંડો માડયો છે 'પુત્રના લક્ષણ પારણામા,' તેમ આ ભાઈશ્રીના લક્ષણ હજુ તો હાલરડામા ખીલે છે, તો પણ

અત્યારમાંથી જ આ હત્યારો 'હ'કાર આપણા દેશમાં હતાશ કરવા લાગ્યો છે તેની એક બે નોંધ અમારે હાથ આવી છે; તે રજુ કરીએ છીએ.

[૧]

એક રોજ એક સંન્યાસીને એક શ્રીયુતે પોતાના ઘેર જમવા નોતર્યા. સંન્યાસી નાહી ધોઈને મેડી માથે પૂજા કરવા ગયા. બીજી તરફ વખત થતાં પાટલા નંખાયા, અને સંન્યાસીજીને સત્વર બોલાવી લાવવા શ્રીયુતે પોતાના 'હાવાભાઈ' નામના રજપૂત નોકરને મેડી માથે દોડાવ્યો. મોડીવારે હાવાભાઇ નીચે આવ્યો, અને કહ્યું કે–'સાહેબ! એમની માળા જડતી નથી, જેથી મહારાજ ગોતે છે'

શ્રીયુત–હેમની માળા ક્યહાં જાય ?

હાવો—સાહેબ ! હેમની માળા નહીં.

શ્રીયુત–ત્યહારે મૂર્ખા ! ત્હારી માળા હતી ?

હાવો—સાહેબ ! મારી નહીં; પણ એમની.

શ્રીયુત–હું પણ કહું છું કે, હેમની હેમની, છતાં માથું શું ખાય છે ?

બાઈસાહેબ–તમે બાપડા હાવાને આમ કાં ગભરાવો ! સંન્યાસીને તે વળી સોના સાથે શો સબંધ હોય ! એની રુદ્રાક્ષની માળા હશે.

શ્રીયુત–હુ વળી સુવર્ણની માળા કહું છું જ ક્યહાં ? [બાઇ સાહેબ પ્રતિ] હાવો ચોર ઘરમાં . ...!

હાવો—સાહેબ ! હું ચોર ! મારા બેય દીકરા ફાટી પડે ! મારે માથે પંચોતેરાનું પાપ. એવી ચોરી હું શા માટે કરૂં ! મારો ઝાડો લેવો હોય તો હમણાંજ લ્યો, પણ મારા જેવા રાંક માણહ માથે આવું આળ ન પોહાય !

શ્રીયુત–[ આશ્ચર્યસહ ] પણ ત્હારૂં નામ લે છે જ કોઇ ન્યય

બાઈસાહેબ–[ શ્રીયુત પ્રત્યે ] તમારૂ તે આજે માથું ફરી છે કે શું ! બચારા હ્વાવા ઉપર નાહક આક્ષેપ મૂકો છોતી ! વીસ વરસની નોકરીમાં એક તણખલું પણ હાવો ન ઉપાડે, તે બાવાજીની બે દોકડાની માળા ઉપાડી જાય !

આ કોલાહલ ચાલતો હતો, દરમ્યાન સંન્યાસીજી ચાખડીના પટાકા બોલાવતા ગળામાં રુદ્રાક્ષની માળા પહેરીને હેઠળ ઉતર્યા, અને **આવા—હ્વાવા** કામે વળગી ગયા.

[૨]

ટ્રેનિંગ સ્કૂલના ઉપલા વર્ગમાં શિક્ષક પોતાની ચોપડી-માથી ડિકટેશન [ શ્રુતલેખન ] લખાવા મંડયા–' **હેને હામ જો હેવાહેવા હોય તો હરગીઝ હલશે નહી** પૂર્ણવિરામ. ચા–આ –લ્લો છોકરાઓ ! તેનું સ્પષ્ટિકરણ કરી લાવો !'

વિદ્યાર્થીઓએ પાટી પ્રતિ મસ્તક નમાવ્યા. કોઇ ભૂમિતીનો વિષય કલ્પી ગોળ ચકરડાની આકૃતિઓ આલેખવા મંડયા. કોઇ ડ્રોઈંગનો વિષય સમજી બે લીંટા ઉભા અને બે લીટા આડા દોરી, મલોખાં જેવી મનુષ્યની મૂર્તિ આબાદ ચિતરવા લાગ્યા કોઈ કસરતનો સમય સમજી, ટેબલ નીચેથી પગ લબાવી બીજાના પગમા આંટી લગાવવા લાગ્યા કોઈને કાઇ ન સુજયુ ત્યારે નાકમાં આંગળી નાખી, એકબીજા પ્રત્યે આંખ મારવા લાગ્યા. પંદરેક મિનીટ વ્યતીત થયા છતાં છોકરાંઓ જવાબ લખી રહ્યા નહીં, એટલે મહેતાજીએ બીજી પાંચ મિનીટ વધારી આપી.

એક વિદ્યાર્થી સૌથી પ્રથમ પાટી ઉંધી વાળી, બે હાથે અદબ વાળી અક્કડ બેસી ગયો. માસ્તરે તેની પીઠ થાબડી, પાટી હાથમાં લઈ જવાબ વાંચ્યો, તો નીચે પ્રમાણે સ્પષ્ટિકરણ કરેલું હતું.

અત્યારમ્' હે' નામનું અંગ્રેજીમાં ઘાસ કહેવાય છે તે, અને ફરવમ્ ' એટલે શક્તિ. ' હે 'ને ' હામ ' જો–એટલે ' હે ' ઘાસની શક્તિ તરફ નજર કર

હે ! પવન ! હે નામના ઘાસનો પવન હોય તો નરગીઝ નામનું ફુલ હલશે નહીં.'

' ગધેડા ! બેવકૂફ !! આવો અર્થ ક્યાંથી ઠોકી બેસાડયો ?' શિક્ષકે ડોળા કાઢીને તેના કાન તાણ્યાં. ' મૂર્ખા ! અક્કલના ઓથમીર ! તારી ચોપડી ઉઘાડ ! અને વાંચ, એ વાક્ય પાઠ પચીશમાંથી !'

શિષ્યે પોતાની ચોપડી ઉઘાડી, હિબકા ભરતે ભરતે એ એ વાક્ય વાંચ્યું કે–' **એને આમ જો એવા હેવા હોય તો હરગીઝ હલશે નહીં.**'

શિક્ષકે તાજુબ થઇ શિષ્યની ચોપડી હાથમાં લીધી, પછી પોતાની ચોપડીનુ પ્રથમ પૃષ્ઠ ફેરવી ફેરવીને જોયું, તો તે છેલ્લામા છેલ્લી સુધારેલી આવૃત્તિ હતી; એટલે શિક્ષક લાગલા બોલી ઉઠયા કે—' છોકરાઓ ! એ સવાલ ભુસાડી નાખો !'

આટલા ઉદાહરણ બસ થશે. વિલાયતમાં તો આ ' અકારો–હકાર ' મોખરે હતો, પણ આપણું પાણી મોળું ! એટલે આહી તો મોખરેથી ધક્કા મુક્કિ લગાવતો 'અમ્હારા'ને 'તમ્હારા' દીવાનખાનામાં ઘૂસી જઈ વચ્ચે કાચડ મારવા લાગ્યો છે, એટલે ' જ્હારે ' ' ત્હારે ' પણ પોતાનો સંપૂર્ણ ભાવ ભજવ્યા વગર રહેશે નહીં. ભલે હજી ' મ્હોટી ' ' મ્હોટી ' મંડળીમા મંડાણ ન કર્યું હોય ! અને ભલે હજી 'ન્હાના' 'ન્હાના' નખરાં કરતો હોય, પણ જો આપણે વેલાસર ચેતીને આપણા પ્રાંતમાંથી આ ' અકારા–હકાર 'ને વીણી વીણીને ' હિપ–હિપ–હુર્રા 'થી વધાવવાને

બદલે, 'હુરિયો—હુરિયો' કરી હાંકી નહી કાઢશું તો, સમય જતાં ઘેર ઘેર અને શહેરે શહેર, ચોરે ચૌટે અને ગલીએ કુંચીએ '**હાહા**'—કાર વર્તાવશે.

ચાર હઠ પૈકી 'રાજહઠ' સામે ગુજરાતે સત્યાગ્રહ સાધ્યો, તેમ આ પાંચમો 'હકાર-હઠ' નાબૂત કરવા '**હ**ત્યાગૃહ' બાંધવાની અતિ આવશ્યકતા છે અ—હિંસક, અ—ઘાતક પ્રાણીનો સંહાર કરવામાં લેશ ત્રટિક પણ પાપ નથી, બલ્કે પુણ્ય છે. શાસ્ત્રનું પણ સૂત્ર છે કે-'અહિંસા પરોપાપમ' માટે અ—હિસા અટકાવવા માટે જીવ દયા પ્રસારકોને પગલે ચાલી, અમે દયાળુ નાગરિકોને, દયાર્દ્ર દિલથી દયાળુ અપીલ ગુજારીએ છીએ કે-'આ અહિંસક પ્રાણીની હિંસા કરો, હાંસી કરો! તેના હોઠ અને હાથ રહેંસી, દર દશેરાને દિવસે દેવી પાસે સ્વાહા કરો! બકરી ઇદના મુબારક રોજ આ હકરીની કત્લ ચલાવી, તેની કુરબાની કરો! તેના પીછાં ખેંચી, ચામડી ઉતારી, ધગધગતા ચુલ્લામાં નાખો! અને છેવટે આ હત્યારો હાનીકારક રિવાજ સદંતર નાબૂત કરવા માટે, અમે ઇજ્જત અ—સાર કેળવણીની સંસ્થાઓ તથા આ-જમ મહેરબાન સાહિત્ય પરિષદ્‌ને ચરણે મસ્તક નમાવી, બે હાથ જોડી વિનતિ કરીએ છીએ કે:—

'અમારા બાલકોને '**હ**'ને કાંઈ નહીં-'**હ**'ને બદલે અત્યારમાંથી એવું ભણાવો કે, આવી હયાતી '**હ**'ને હોય નહીં **હો**'!

**બોલો—શ્રીહરહર મહાદેવકી જે!!!**

## જ્ઞાન—ગોળી

..રાને ઘેર વીરી આવ્યા, [ તો કહે ] આવો વીરીજી;
બાર આનાનું ચીભડું, [તો કહે બ્હેના] બાણુંનું મણ ઘી.

—થડે ગોમાજી બૈઠકે, સબકા મુજરા લેત;
જૈસા જીનકા દાગીના, વૈસા ઉનકો દેત.

—સોનેરી સૂત્ર સ્મરણમાં રાખજો કે, જરનો જેમ જેમ વિકાસ, તેમ તેમ જઠરનો વિનાશ થાય છે.

—પહેલું દુઃખ તે જાડું તન,
બીજું દુઃખ તે જાડું ધન;
ત્રીજું દુઃખ તે જાડું મન.

—જો ખડિયામાં શાહી હોય તો જ, કલમ, કડછી કે બરછી કરતાં બલવત્તર ગણાય.

—કોયલ જન્મે છે, પણ [ તેની પાછળ ] કવિ બને છે.

—' નહીં મામા કરતાં કહેણો મામો પણ સારો '—એ સગપણ ન્યાયની કોર્ટમાં વખતે ભારે પડશે.

—પરીક્ષા મંડપમાં—નાતે નાતનુ વરે, છતાં યુનિવર્સિટી તરફથી તો ખુલ્લી હવા અને મારવાડીનું જ પાણી.

—હૃદયનું દ્વાર પ્રેમથી ખુલે, પણ કોથળીનુ દ્વાર તો ખુશામદથી જ ખુલે.

—જ્યા ન પહોંચે રવી, ત્યા પહોંચે આધુનિક વૈદ-કવિ.

—સોનું જો ખૂબ ઉડાડશો, તો સોનાપુરનો રસ્તો વ્હેલો પ્રાપ્ત કરી શકશો.

—કોહિનૂર શશિ તેજવી અપાવશો જો શેર;
નૂરકોહિ તેજી વિત્યે, થાય સવા પાશેર

—તમારા શત્રુ પાસેથી તમારી મિલ્કત બચાવી, પોતે બચાવી શકે તેનું નામ વકીલ.

—જે નિસરણી વતી તમે ઉચ્ચે ચઢયા હો, તેને હડશેલશો નહીં. કારણ કદાચ નીચે ઉતરવાનો સમય આવ્યો તો, માથું રંગાઇ જશે.

—' બાપની બૈયર ' કરતાં 'માજી ' બોલવાથી શત્રુને પણ મિત્ર કરી શકશો.

—'ખાડો ખોદે તે પડે'–પણ ખનીજ, ખાણ કે તેલના કુવા પરત્વે તો–'ખાડો ખોદે તેના જ પોબાર પડે.'

—જ્યાં કૃપણ વસે, ત્યાં ધૂર્ત ભૂખે ન મરે; પણ જ્યાં ધૂર્ત વસે ત્યાં વકીલ ભૂખે ન મરે.

—'સુધારક બનવુ' સ્હેલું છે, પણ 'સુધરવું' એ તો અતિ દોહલું છે

—શિખામણ દેવામા શરા, તે લેવામાં અધૂરા હોય છે.

—'વિદ્યા વિહિન પશુ' અને 'જ્ઞાન એજ ગુપ્ત ધન' એમ શાસ્ત્રો ભલે બોલ્યા કરે, પણ આપણા દલાલ ભાઈઓ તરફ દ્રષ્ટિ કરતા તો, ' ભણે તે ભીખ માગે, અને ન ભણે તે રાજા ' એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

—મુખમુદ્રા ઉપરથી મનુષ્યને પારખવો, એ જેકેટ ઉપરથી પુસ્તક પારખવા બરાબર છે.

—પ્રવૃત્તિમાન પુરુષોને નિવૃત્તિ, અને નિવૃત્તિમય નરોને પ્રવૃત્તિનું ઔષધ આપવાથી સમાજના અનેક દર્દો નાબુદ થાય તેમ છે

—' ચાર મળે ચોટલા તો, વખતે ભાંગે ઓટલા, ' પણ ફકત બે મળે મૂછો, તો જગતનું શું ઉંધાચત્તુ નહીં કરે, તે તમારા જ મનને પૂછો !

ન્ચા ઢાળવાથી વપારી બનાય છે. સાયકલ પરથી પડવાથી સ્વાર થવાય છે, તેમ ધક્કા ધુંબા ખાવાથી સંસારમાં રીઢા થવાય છે.

—ઇશ્ક અને અછબડા ઘડપણમાં નીકળ્યે ભારે ભુંડા છે.

—ઢીંગલી બાળકની રમ્મત માટે હોય, બુઢ્ઢાઓની ગમ્મત માટે ન હોય.

—મોટરના સપાટામાંથી સરકી જવાય, પણ મારવાડીના ઝપાટામાંથી તો ભાગ્યે જ છટકી શકાય.

—'ભસતા કુત્તા કરડે નહીં,' 'ગાજ્યા મેઘ વરસે નહીં,'—તેમ ભાષણનો ઇજારો રાખનાર શખ્સે નોંધ લેવી કે 'ઘડીઆળના ડંકા જેમ મોટા, તેમ વખતના વર્તનમાં સાવ ખોટા હોય છે.'

—છોકરાંઓને સાચવવા માટે જો બાલમંદિરો ન હોત, તો માબાપોને સાચવવા માટે ગાંડાની ઘણી એસાઇલમો જોત.

—કાગળો જે લખો તે ન્યાયની કોર્ટ કલ્પીને જ હંમેશાં લખજો.

—વેશ્યાની જીભ બે ઇંચ લાંબી છતાં, બોંતેર ઇંચ લાંબા મનુષ્યના મોત નિપજાવી શકે છે.

—જો 'પ્રસન્ન રહે દેવતા, જ્યાં સન્માન પામે સુંદરી,' અને જો 'વનિતા વિષની વેલ' હોય, તો પછી આપણે તે વરવું કે વાંઢા ફરવુ?

—મૂર્ખ અને લક્ષ્મી જતા જતાં ઘણા ચેન ચાળા કરે છે

—દરજીની નાતમાં [illegible]મણ, એટલે રીડિયા રમણ